ગાંડીવ સાહિત્ય વાટિકા
પ્રથમ કુંજ: :દ્વિતીય પુષ્પ

# હાય, આસામ!

અથવા

## એક ચ્હા-મજુરનું કરૂણ જીવનનાટક

[ એક ન્હાસી આવેલા મજુરની સાચી કથની, એજ વિષયના બીજા રસિક લેખો, દીનબન્ધુ એન્ડ્રૂસના અનુભવો તથા ગુજરાતી મજુરોના એકરાર સાથે ]

૨

પ્રગટકર્તા—
ગાંડીવ સાહિત્ય મન્દિર
૧૮૦–કેળાંપીઠ
સુરત

એક ] [ રૂપિયો

ગાંડીવ મુદ્રણાલય

કેળાપીઠ, સુરત

માં

નટવરલાલ મૂળચંદ વીમાવાળા

એ

છાપીને

ગાંડીવ સાહિત્ય મન્દિર

માંથી

પ્રગટ કરી

| | |
|---|---|
| પ્રથમાવૃત્તિ | પ્રત ૧૦૦૦ |
| ઈ. સ. ૧૯૨૩ | સંવત ૧૯૭૯ |
| દ્વિતીયાવૃત્તિ | પ્રત ૬૨૫ |
| ઈ. સ. ૧૯૨૯ | સંવત ૧૯૮૬ |

# ઉદ્ભવ

ઈ. સ. ૧૯૨૧ના ફેબ્રુ–માર્ચ–એપ્રિલ મહિનામાં હું સુરત જીલ્લામાં આવેલા ચીખલી તાલુકામાં રાષ્ટ્રીય કાર્ય કરતો હતો. એપ્રિલ મહિનામાં કંઈક કારણોસર મારે ચીખલી તાલુકાનું કામ છોડી દેવું પડયું. તે પછી ભાઈ ઈન્દુલાલ મને વાગરા તાલુકાનું કેટલુંક કામ સોંપવાના હતા. તે યોજના પણ પ્રસંગવશાત બંધ રહી જવાથી મે મહિનામાં હું સુરતમાંજ હતો.

તે દરમ્યાન જાણીતા દક્ષિણી લેખક મારા મિત્ર રા. રામદાસ સાળીએ એક મરાઠી પુસ્તક મારા હાથમાં મૂકયું. એ મરાઠી ગ્રંથનું નામ **भयंकर ग्रहदशा. भयंकर ग्रहदशा** વાંચીને ખરેખર મને ઘણો આનંદ થયો. અત્યારે નામ ચોકસ યાદ નથી પરંતુ ઘણું કરી એ પુસ્તક શ્રી જોગેન્દ્રનાથ મિત્ર નામના એક બંગાળી વિદ્વાને કોઈક મજૂરની સાચેસાચી ઘટનાને આધારે લખેલા ગ્રંથનું રૂપાંતર હતું.

આખું પુસ્તક વાંચી જતાં મને તે ગુજરાતીમાં ઉતારવાની ભારે જરૂર જણાઇ. એ વિષયનું એકે પુસ્તક ગુજરાતી ભાષામાં નથીજ એમ મને ચોકસ લાગ્યું. આથી તરતજ એ પુસ્તકનો અનુ-વાદ કરવામાં મેં મારૂં ધ્યાન પરોવ્યું.

પરંતુ એ પુસ્તકનો અનુવાદ કરતી વેળા તેને વધારે રસિક બનાવવાનો પ્રયત્ન કર્યા વિના હું રહી નથી શકયો. પુસ્તકની

ઉત્થાનિકા અને સમાપનાનો વિષય મૂળમાં હતો તેનાથી મેં જુદીજ રીતે કરી લીધો છે, જેને કે તેનાથી મૂળ વસ્તુને બિલકુલ બાધ આવતો નથી. અને મૂળ વસ્તુને નાટકના રૂપમાં યોજવાની, તેના પડદા પાડવાની યોજના પણ મેંજ રચેલી છે; એટલે એમ કરવાને લીધે એમાં જે ક્ષતિઓ પ્રવેશી હોય તેને માટે હુંજ જવાબદાર છું. પરંતુ એટલું ખાસ જણાવવાની જરૂર જોઉં છું કે મૂળના બનાવો, હકીકતો અને વિચારોમાં મેં ભાગ્યેજ નજીવો ફેરફાર કર્યો છે; કારણ કે જે બીના સાચી તરીકે જણાવવામાં આવી છે તેની સાથે રમત કરવાનો મને અધિકાર નથી.

પુસ્તક લખ્યા બાદ બે એક મહિને, હું ભરૂચથી વડોદરા જતો હતો. તે વખતે ટ્રેનમાં મને એક ભાઇનો અચાનક ભેટો થઇ ગયો. એ ભાઇએ ચહાના મજૂરડેપોમાં ગુમાસ્તા તરીકે નોકરી કરી હતી. મારે ને તેને ઘણી વાતચીત થઇ. દિલગીરીની વાત છે કે તે મેં નોંધી ન લીધી; પરંતુ મારી એટલી તો ખાતરી થઇ કે ગિરીશની હકીકત વીસ પચીસ વરસ જૂની ભલે હો પરંતુ તેમાં જણાવેલી પરિસ્થિતિમાં કશો ખાસ ફેરફાર થયો નથી. હજુયે ચહામજૂરોની સ્થિતિનાં રોદણાં તેવાં ને તેવાંજ છે.

અને એ વાત સાચીજ નીકળી. એ અરસામાંજ ચહાના બગીચાઓમાં હડતાળ પાડીને મજૂરો હજારોની સંખ્યામાં નાસી છૂટયા અને તેમની પરિસ્થિતિ વિષે બહુજ ભયંકર વાતો બહાર આવી. શ્રી કાલેએ પોતાના હિન્દી અર્થશાસ્ત્ર નામના ઇંગ્રેજી પુસ્તકમાં લખ્યું છે કે આસામમાં ગુલામી મજૂરી પદ્ધતિ ચાલૂ હતી પરંતુ બહુ બૂમાટો થવાથી સરકારે આસામ ઇન્કવાયરી કમિટી નીમી ઇ. સ. ૧૯૦૧માં થોડાક કાયદાઓ કર્યા; છતાં સ્થિતિ બરાબર ઠીક ન થવાથી ઇ. સ. ૧૯૦૮માં વળી પાછું એક કમીશન નીમી તપાસ કરી ત્યાંથી ગુલામી પદ્ધતિ કાઢી નાખી અને હવે ત્યાં

ગિરમિટીયા પદ્ધતિ ચાલુ નથી. શ્રી કાળેનું કહેવું કાયદેસર રીતે બરાબર હશે પરંતુ મને લાગે છે કે જોનારની બે અને ચોરનારની ચાર આંખ પ્રમાણે સરકારના કાયદામાંથી છૂટી જવાની બારીઓ તો હશેજ. અને એ પ્રમાણે ત્યાંની પરિસ્થિતિમાં કાયદેસર જોતાં થોડો ઘણો સુધારો દેખાતો હશે પરન્તુ ખરી રીતે ત્યાં એવા ને એવા અનર્થો ચાલી રહ્યા છે: જાણે માનવીએ સંસ્કૃતિમાં પ્રગતિ કરીજ ન હોય તેવી દશા પ્રવર્તતી રહી છે.

મજૂરોનો પ્રશ્ન એટલે તેમાં **દીનબન્ધુ એંડ્રુસ** સાહેબ તો પોતાની સેવા બજાવવાને ચૂકી ચૂક્યા હોય જ. ઈ. સ. ૧૯૨૧મા જ્યારે મજૂરો હજારોની સંખ્યામાં હડતાળ પાડી નાસી આવ્યા ત્યારે દીનબન્ધુએ ગામડે ગામડે ફરી તેમની અથાગ સેવા બજાવી હતી. આ પુસ્તક માટે તેથીજ મેં એમની પાસે મજૂરોની હાલની પરિસ્થિતિ વિષે એક લેખ મેળવવા પ્રયત્ન કર્યો હતો, પરંતુ શાંતિનિકેતનથી તેમનો જવાબ ફરી વળ્યો કે હાલ (કેનીયા બાબત) હું એટલા બધા કામકાજમાં છું કે ખાસ લેખ લખી મોકલવા કેવળ અશક્ત છું. તે પછી તેઓ મુંબાઈ આવે ત્યારે તેમની મુલાકાત લેવા માટે મેં રાહ જોઈ પરંતુ કેટલોક કાળ વહી જવા છતાં તેમના મુંબાઇ આવવા વિષે કંઈ સમાચાર જણાયા નહિ અને પુસ્તક બહાર પડવા વિષે લોકોની આતુરતા ઘણી વધતી જતી જોઈ ચાલૂ પરિસ્થિતિનો ખ્યાલ આપવા માટે મોડર્ન રિવ્યુ માસિક પત્રના જુન-જુલાઈ ૧૯૨૧ના અંકમાં પેલી હડતાળોના સંબંધમાં આવેલી ચર્ચા અને નોંધ આપી દઇ સંતોષ માનવો પડયો છે.

આશા છે કે મારો આ પ્રયાસ ગુજરાતી આલમને રૂચશે.

અષાઢ વદ ચોદશ
૧૯૭૯
૧૦-૮-૨૩

**નટવર વીમાવાળા**

# બીજી આવૃત્તિ

છેક પાંચ છ વરસને ગાળે આ પુસ્તક બીજી આવૃત્તિ જુએ છે એ કંઈ સંતોષજનક નહિ કહેવાય. આ આવૃત્તિમાં કદ ફેરવ્યું છે. લખાણમાં ફેરફાર કશો નથી કર્યો. ઉમેરો કર્યો છે, અને તે પંચમહાલથી આસામ જઈ આવેલા ભીલ મજૂર બન્ધુઓના એકરારોનો. હું માનું છું કે આ એકરારોના ઉમેરાથી પુસ્તક ઘણું વધારે સમૃદ્ધ અને શ્રદ્ધાસ્પદ બન્યું છે.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ વાંચીને ઘણાએએ ચ્હા પીવી છોડી દીધેલી એમ ખબર છે. તેમાંના કેટલાએ પાછી તે પીવી શરૂ પણ કરી છે એમ જાણવામાં છે. ખરી વાત એ છે કે, માત્ર ચ્હા પીવી તજી દીધાથી આસામના મજુરો પ્રત્યે સહાનુભૂતિ નથી બતાવી શકાતી. કોઈ કારખાનામાં મજુરો પર આફત વરસે છે એજ સિદ્ધાંત પર તે કારખાનાની બનાવટનો ઉપયોગ તજવાનો હોય તો દુનિયાની ઘણી વસ્તુઓ ત્યાજ્ય ગણવી પડે. 'સાચા માનવ' થવાની જેની આકાંક્ષા હોય, આવતી કાલનો પુરૂષ થવા ઇચ્છતો હોય તે તો એ પણ કરેજ. પણ એટલું કોઈ સંજોગમાં બસ ન ગણાય. માનવતાને ઉંચે આણવા સમગ્રદષ્ટિએ પ્રયત્ન થવો જોઇએ. માનવી માનવીને હાથે દુઃખ પામે એ વસ્તુ કેવળ અસહ્ય બની જવી જોઇએ. અને ખરૂં તો આ છેઃ એવાં જુલમના આગારો સમૂળા નાશ પામે તે માટે સર્વ વ્યવસાયો સમસ્ત રાષ્ટ્રની સંપત્તિ હોવાં જોઇએ.—ખાનગી નફાટોટાની દૃષ્ટિએ નજ ચાલવા જોઇએ. એ વસ્તુજ આવા દુઃખોનો ઉકેલ હોઇ શકે એમ અત્યારે તો લાગે છે. એટલે જે કંઇ પ્રયત્ન થવાનો હોય તે એ દિશામાંજ થવો જરૂરી છે.

પણ એવી મનોદશા ઘડવાને માટે—એ દિશાના પ્રયત્નોની

પૂર્વધરતી રચવા માટે આવા સાહિત્યનો પ્રચાર ઇષ્ટ અને જરૂરી છે એમ સૌ સ્વીકારશે. આ ચોપડી એવા સાહિત્યમાં ઉમેરો કરે છે એમ ખચીત લાગે છે તેથી નિઃસંકોચ ભાવે પ્રજા સમક્ષ એને મૂકું છું.

ચંદની પડવો<br>
૧૯૮૫

નટવર વીમાવાળા

# હાય, આસામ!

અથવા

એક ચ્હા-મજુરનું કરૂણ જીવનનાટક

## ઉત્થાનિકા

## ૧. આગગાડીમાં.

"ભપ ભપ ભપ.................."

એ પ્રમાણે અવાજ કરતી આગગાડી આટરોડ સ્ટેશનની અન્દર ધસી આવી.

બપોરના બે વાગ્યાનો વખત હતો. ઉન્હાળાના દિવસો હોવાથી ગરમી પુષ્કળ પડતી હતી. સ્ટેશન પર ફરતા ઉતારૂઓ પવનને અભાવે બેબાકળા થઈ ફરતા. કોઈક વળી પંખાનો ઉપયોગ પણ કરતા. આતુરતાથી દરેક જણ આગગાડીની રાહ જોઈ રહ્યો હતો. કારણ આજે ગાડી કલાકભર મોડી આવશે એમ પહેલેથીજ જાહેર થયેલું હતું.

હું પોતે પણ ગાડીને માટે અધીરો બન્યો હતો. એના બીજાં પણ કારણ હતા. એક કારણ તો એ હતું, કે ગાડીને વખતે બરાબર આવવાને બદલે હું કાંઈક વહેલો આવ્યો હતો. વળી હું એકલોજ હતો, સાથે કોઈ વાત કરનાર નહોતું. અને ત્રીજું એ, કે જે ગામે હું જવા ઈચ્છતો હતો, ત્યાં જવા–જેને ત્યા હું જવાને નીકળ્યો હતો તેને મળવા માટે પણ મારૂં મન તલપાપડ થઈ રહેલું હતું.

એટલામા જેની હું તથા સ્ટેશન પરના બીજા સેંકડો માણસો રાહ જોઈ રહ્યા હતા તે આગગાડીએ સ્ટેશનની અન્દર ધસારો કર્યો.

એકદમ સઘળે કલાહોળ થઈ રહ્યું. ખાવાનાવાળાઓના અવાજ તેમાં ભળાતા. બેસારૂઓનો "અહીં જગા છે," "ના, ના, આગળ ચાલો" "દોડો, પછી ગાડી ચાલી જશે" "એન્જીન પાસેના

ડબ્બામાં બેસીએ તો ઠીક પડે" એવો શોરબકોર, હમાલો ને સ્ટેશન પરના બીજા અમલદારોનો બૂમાટો વિગેરે મળીને મોટું જાણે ઘમસાણ ન મચ્યું હોય, તેવોજ ઘોંઘાટ ત્યાં જામ્યો.

હું એકલો હતો, એટલુંજ નહિ પણ મારી સાથે ઝાઝો સામાન પણ ન હતો. મારી પાસે માત્ર એક સાદી પતરાની પેટી હતી તથા એક બચકું હતું. આટલો ઓછો સરંજામ હોવાને લીધે મને જગા મળી જતાં વાર ન લાગી.

હું જે ડબ્બામાં ઘૂસ્યો તેમાં ભારે ગિર્દી ન હતી. એક પારસી બુઢ્ઢો બેઠો બેઠો રોજીંદુ છાપું વાંચી રહ્યો હતો. બે ત્રણેક હિન્દુ જુવાનિયાઓ પાને રમતા હતા. તથા એક વહોરાજી ઝોકું ખાતા પડ્યા હતા. એક બે બાઈઓ પણ બેઠેલી હતી.

ગાડી ચાલતા જ ધીરે ધીરે ડબ્બામાં બેઠેલા મુસાફરોમાં વાત ચાલુ થઈ.

પેલો પારસી મને સંબોધીને બોલ્યો, "મિસ્તર! તમે સમજીયું કે? આય સરકારનું નવું બજેત તૈયાર થાયચ તેમાં ચાહ પર મોતો કર પરવાનો ચ જો!"

"ના, ના! એવું નહિ હોય! એ કયું છાપું છે? સાંજ કે?" મેં જીજ્ઞાસાથી પૂછ્યું.

"ના રે પ્રજામિત્ર છે. તેમાં આય ન્યુસ ઘના સારા આવેચ જો."

"પણ એ ચ્હા બાબત તમે શું કહ્યું?"

મને ચ્હા પીવાનો બહુ શોખ હતો. ન્હાનપણથીજ મને મારા માબાપે ચ્હા પર ઉછેરેલો. ચ્હા પરજ મારો કોઠો બંધાયલો એમ કહું તો ચાલે. કારણ મારા બાપાજી રેલ્વે કંપનીની નોકરીમાં હતા. જગજાહેર છે, કે રેલ્વેના નોકરો સાધારણ રીતે ઘણા વ્યસનોના ભોગ થઈ પડે છે. લાંચ રૂશવતને બાજુએ મૂકિયે, તોપણ બીડી, ચ્હા અને ઘણેક ઠેકાણે દારૂનું વ્યસન પાડવામાં આ જાતની

નોકરી સાધનભૂત બને છે. રાતના ઉજાગરો કરનાર નોકરોને ચ્હા વિના ન ચાલે, એટલે પછી સોબતે અસરને પરિણામે બધાજ રેલ્વે વાળાઓને એ ખરાબ આદત લાગુ પડે છે.

તે ત્યાંથીજ અટકતી હોય તો મારૂં, પરંતુ તે આદત તો વારસામાં પણ અપાય છે. મારા બાપાજીને ચ્હાની પૂરી આદત પડેલી એટલે તેને ઓછામાં ઓછા ૫-૬ પ્યાલા ચ્હા તો જોઇએજ; અને જ્યારે મોટાં પીએ ત્યારે કાંઇ બાળકો જોયા કરે?

અર્થાત બચપણથીજ ઘરમાં ચ્હા ઉકળ્યા કરે, તેને પરિણામે મને નાનપણથી રોજના ત્રણ ચાર પ્યાલા તો સાધારણ રીતેજ પીવાની ટેવ પડેલી. પછી મેટ્રીક પાસ થયા બાદ પ્રિવિયસમા બે વરસ ગોથાં ખાઈ આપણે તો ધંધામા સરાણે ચઢી જવાનું ઠીક ધાર્યું, અને મુંબાઇમા કોટમા બાપાજીના દોસ્તદારની લાગવગ શિફારસથી નોકરી મેળવી.

એ એક વિલાયતી વેપારી પેઢી હતી. અને ત્યાં મને ૭૩ રૂ. નો દરમાયો મળતો હતો. કામ બહુ હલકું-ભારે નહિ લાગે એવું હતું. છતા બીજા ભારે કામ કરનારાઓ થાકી જાય ત્યારે મગજને તાજુંતર રાખવાને સારૂ ચ્હાના પ્યાલા પાસેની હોટલમાંથી મંગાવતા, તેની સાથે આપણે પણ, પહેલાંની ટેવ પડેલી તે મુજબ, ચહાદેવીનું આરાધન કરતા.

આથીજ મને પેલા પારસીએ જ્યારે કહ્યું કે ચ્હા પર તો સરકાર નવો કર નાંખવાની છે ત્યારે મારા પેટમાં ધ્રાસ્કો પડ્યો, કે રખેને દહાડાનો ચ્હાનો ૭ આનાનો ખરચ છે તે દસ બાર આનાનો તો ન થઇ બેસે!

મેં મહેરવાનજીના હાથમાંથી પ્રજામિત્ર લઇને વાંચ્યું. મહેરવાનજીએ કહેલી હકીકતમાં ભૂલ ન હતી. સરકાર તરફથી ચ્હા પર રતલે ૦॥ આનાનો વેરો નાંખવા માટેની દરખાસ્ત નવા અંદા-

જપત્ર (બજેટ) માં હતી. સાથેજ એક બીજી પણ જાણવા જોગ વાત હતી:

# ચ્હા ઉપરનો નવો વેરો

## તેને લીધે ઉપજેલો ખળભળાટ!

## આસામના ચ્હાના ખેતરોના માલિકોની સભા!

## સરકારના જોહુકમી પગલાં સામે ઉઠાવવામાં આવેલો મજબુત વાંધો!

### એ વેરો પાછો ખેંચી લઇ તેને ઠેકાણે બીજી ગોઠવણ કરવા માટે થયેલી ભલામણ!

આવા મથાળા હેઠળ યુરોપીયન પ્લેન્ટરોની—ચ્હાના ખેતરાંઓના માલિકોની મળેલી સભાનો હેવાલ આપવામાં આવ્યો હતો. તે સભામાં ચ્હા મોંઘી પડવાથી હિન્દુસ્તાનના લોકોને કેટકેટલી અગવડો નડશે તે દર્શાવી આ નવા વેરા સામે ખૂબ સખત અણગમો દર્શાવવામાં આવ્યો હતો.

"શું ધારો છો, શેઠ? આ યુરોપીયનોનું કાંઈ વળશે ખરૂં?" મેં સવાલ કર્યો.

"તેમાં સું કાંઈ સક બી છે કે? સરકારને આપરી શી પરીચ? તે તો હરહંમેશ વળી ગોરાઓનાજ ફાયદા જોતી આવી છ વરી?" પેલા ઝોકું ખાતાં વહોરાજી હવે જાગ્યા હતા અને છાપાની વાતમાં જરા રસ લેવા લાગ્યા હતા તે વચ્ચે બોલ્યા.

"અને વળી એમ બી કહોની કે અમુને બી ચ્હા ડીયર

થવાથી મોંનુ કનાનું કરવુંજ પરે કેની? કહોની શેઠ? તમોને ચ્હા વિના ચાલેય કે?" મહેરબાનજીએ મુદ્દા ઉઠાવ્યો.

"અરે! મારે પોતાને કાંઈ નહિ તો ચાર પ્યાલા તો સાધારણ રીતં જોઇએ છે. સાળું થોડું વધી ગયું છે? પણ કેમે કર્યું છૂટતું નથી."

એટલામા સ્ટેશન આવ્યું. મેં, વહોરાજીએ તેમજ મહેરવાનજી શેઠ ત્રણેયે ચ્હા લઇને પીધી.

મારે સુરત જવું હતું. સુરતમા મારા મામાનું ઘર હતું. તેને ત્યા હું ચાર દહાડા રહેવા—મઝા કરવા જતો હતો. પેઢીમાંથી ત્રણ દિવસની રજા લીધેલી હતી; અને એક બે દિવસ વધારે રહી શકાય એવી જાતની કામની જોગવાઈ પણ કરી મૂકી હતી.

આગગાડી સુસવાટાભેર ચાલી જતી હતી. કોઈ કોઈ સ્ટેશને ચડઉતર થતી હતી. વહોરાજી વલસાડ સુધીનાજ સોબતી હતા. મહેરવાનજી શેઠને નવસારી જવાનું હતું. એટલે વલસાડ સુધી મારી વહોરાજી અને મહેરવાનજી વચ્ચે ચાલુ પ્રસંગોને લઇને ઠીક પરચુરણ વાતો ચાલી. વલસાડ આવ્યું, વહોરાજી ઉતર્યાં. તે પછી મહેરવાનજીને પણ ઉંઘ આવવા લાગી. મેં પણ એક ઝોકું કાઢી લેવાનો મનસૂબો કર્યો.

ઝપાટાભેર ચાલી જતી આગગાડીમાં આવતી વાયુની ઠંડકભરી લહેરોના પ્રતાપે હું એકાદ કલાક ઉંઘ્યો.

નવસારી આવી ગયું. બુઢ્ઢાજી ઉતરી ગયા. મને પણ સુરત ક્યારે આવે, ક્યારે ગાડીમાંથી ઉતરૂં એમ મનમાં થવા લાગ્યું.

ચોપડી કાઢી વાંચવા માંડી. પણ ચ્હેન ન પડયું. ડાયરીનોંધપોથી કાઢી કાંઇક લખ્યું, અને એવીજ રીતે વખતની ટાળાટાળ કરવાની અજમાયશ કરી.

આખરે ઉઘના આવી ગયું. પોણા દશ વાગ્યા હતા. ધસમ-

સાટ કરતી ગાડી સુરતના સ્ટેશનમાં પેંઠી.

મેં મજુરને બોલાવ્યો, "ચાલ! સામાન ઉઠાવ."

આમતેમ નજર કરી, જોયું કે મને તેડવા કોઇ આવ્યું છે કે કેમ? પણ કોઈ જણાતું નહોતું. એટલામાં સામેથી સ્હેજ બેઠા ઘાટનો પચાસેક વરસનો એક જુવાન આવતો માલમ પડયો. તેની મુખમુદ્રા જોઈ હું ચમકયો. તેજ ગોરો રંગ! તેજ આછી મૂછો! તેજ કાળી આંખો! હું વિચારમાં પડયો, શું એ હું ધારૂં છું તેજ હશે?

એટલામાં મારે કાને અવાજ આવ્યો, "ઓહો! ચન્દનલાલ! તારાં પગલાં અહિં કયાંથી?

મેં ઉંચું જોયું. ચમકીને હું બોલી ઉઠયો; "કોણ? અનુપરાય?"

## ૨. અનુપરાય

હું જ્યારે ભણવા સારૂ મારા મામાને ત્યાં રહેતો હતો, ત્યારથી જ મારા મામા ઉપર તેમજ મારાં બીજાં મોસાળીયાંઓ તરફ મને કુદરતી રીતે વધારે ભાવ પેદા થયો હતો. મારા બાપાજીને રેલ્વેની નોકરી. જ્યાં બદલી કરે ત્યાં જવું પડે. એને લીધે મારા ભણતરમાં વાંધો આવવા લાગ્યો. કેટલાક વરસ સુધી તો હરકતો વેઠીને પણ હું મારા બાપાજીની સાથે જ રહેતો અને આસપાસમાંજ ભણતરની કાંઇક જોગવાઈ કરી લેતો. પણ જ્યારે વધારે કઠણ અભ્યાસ કરવાનો વખત આવ્યો ત્યારે બાપાજીની ઇચ્છા મુજબ સુરતમાં

મેં મામાને ત્યાં જ બે અઢી વરસ ગાળ્યાં અને ત્યાંથીજ હું મેટ્રિકની પરીક્ષામાં પસાર થયો.

એ અરસામાં જ્યારે હું સુરતની એક હાઇસ્કુલમાં ભણતો હતો, ત્યારેજ મારે અનુપરાય સાથે દોસ્તી બંધાઈ હતી.

અનુપરાય મારી સાથેજ ભણતો હતો. એ કાંઈ મૂળથી પૈસાદાર નહોતો. એનો બાપ તો દારૂની લતમાં પાયમાલ થઈ ગાંડો બની ગયો હતો. તેણે–અનુપરાયના બાપ ઇચ્છારામે–વારસામાં તો ઠીક પૈસો મેળવ્યો હતો પરંતુ દુનિયામાં સાધારણ રીતે બને છે કે લક્ષ્મીની સાથે વિલાસ આવે છે. પૈસો પોતાના દુરૂપયોગને લાવે છે અને પૈસાદાર માણસ મોજશોખના ભભકાદાર નામ હેઠળ ઓળખાતાં ખોટાં, આડે રસ્તે દોરવનારાં, અધોગતિ કરનારાં વ્યસનોમાં પડી જાય છે. એજ પ્રમાણે ઇચ્છારામનું પણ બનેલું. ખોટાં વ્યસનો અને મોજશોખમાં એ પોતાનું ઘણું ગુમાવી બેઠો. વાડીવજીફા વેચાઇ ગયાં–ગીરો મૂકાઈ ગયાં. પૈસો હરાઈ ગયો. અને છેવટે તદ્દન કંગાળ હાલતમાં નહિ તોયે ગરીબ થઇને એક નાનકડા ઘરમાં પોતાના પરિવાર સાથે આવીને તેને રહેવું પડયું–ખરૂં કહો તો એને લાવવામાં આવ્યો. કારણ તે વખતે એને ચિત્તભ્રમનો વ્યાધિ તો ક્યારનો લાગુ થઈ ચૂકયો હતો.

એને ત્રણ છોકરા હતા. જ્યારે હું સુરત ભણવા માટે રહેવા આવ્યો ત્યારે મોટા છોકરા ઇશ્વરલાલની ઉમ્મર ત્રીસેક વરસની હશે. તે એક ઠેકાણે ગુમાસ્તી કરતો હતો. વચલો બાવીસ વરસનો મુંબાઈ બેંકની અંદર નોકરી કરતો હતો. અને છેક નાનો અનુપરાય–સોળ વરસની ઉમ્મરનો–મારીજ સાથે ઇંગ્રેજી પાંચમી ચોપડીમાં ભણતો હતો.

પણ હું સુરત આવ્યો ત્યારબાદ અનુપરાયના કુટુંબમાં બહુ ભારે ફેરફાર બની ગયા. એના મોટા ભાઈ ઇશ્વરલાલને

તેના શેઠે અમુક જાતના કાપડની ખરીદી કરવા સારૂ કલક-તે મોકલ્યો. ઇશ્વરલાલનો સિતારો પાધરો હશે તે કલક-તે એને એક શેરના (ગુજરાતી) વેપારીની મુલાકાત થઇ. અને શેઠની ખરીદી કરવાની હતી તે મુખ્ય કામને બદલે ઇશ્વરલાલ તો પેલા શેઠ દામોદરદાસ—જેના ઉપર એ અજબ ભૂરકી નાંખી શકયો હતો તેની સાથે શેરના વેપારમાંજ પડી ગયો. શેઠને જે ખરીદી કરવાની હતી તે માલ ખરીદી ઇશ્વરલાલે પાર્સલ કરીને મોકલી આપ્યો—સાથે પોતાનું રાજીનામું પણ બીડી મોકલ્યું; કારણ શરૂઆતથીજ શેરના ધંધામાં તેના પાસા સવળા પડવા માંડયા હતા. દામોદરદાસને ત્યાં ટુંક મુદ્દત રહી એ શેરના ધંધાની કુંચીઓ શીખી ગયો. દામોદર દાસ શેઠ પણ જાણે આગલા જન્મમાં ઇશ્વરલાલના દેણદાર ન હોયને, તેમ છ મહિના વળ્યા ન વળ્યા એટલામાં તો સ્વધામ સિધાવ્યા અને વહેવારકુશળ ઇશ્વરલાલે દામોદરદાસ શેઠ દ્વારા થયેલી ઓળખાણોનો લાભ લઇ પોતેજ સ્વતંત્ર રીતે ધંધો ચાલુ કરી દીધો.

દિનપરદિન ઇશ્વરલાલ તો પૈસાની બાબતમાં ચઢતોજ ગયો. એક તદ્દન સત્યવતી માણુસને જે ચટ હોય—સાચું ખોટું શું તે વિચારવાની ઝીણવટ ભરેલી આદત હોય તે કાંઇ સાધારણ ભણેલા ઇશ્વરલાલનામાં નહોતીજ. બધા ધંધાદારીઓ જે જાતની હાથ ચાલાકી સાધારણ રીતે કરે છે, (એને જૂઠાણું કહેવાંમાં પણ જરાયે વાંધો નથી, કારણ દરેક વેપારી બચ્ચો જાતે કબુલ કરે છે કે હા ભાઇ અમારે કાંઇ જૂઠું બોલ્યા શિવાય નથી ચાલતું;) તે જાતની હાથચાલાકીથી, કુશળતાથી ઇશ્વરલાલ ધંધામાં તો ફાવતોજ ગયો અને ધીરે ધીરે ઇશ્વરલાલ ઇચ્છારામ શેરદલાલની પેઢીએ કલકત્તામાં અને (ગુજરાતમાં) કલકત્તાના શેર બજારમાં વેપાર કરવા ઇચ્છનારા ગુજરાતવાસીઓમાં પણ પોતાનો ખૂબ પગપેંસારો કરી

દીધો. ટૂંક સમયમાં ઇશ્વરલાલે એટલી જમાવટ કરી કે પોતાના ગયેલ વાડી વજીફા મેળવવા ઉપરાંત તેણે ઓછામાં ઓછા લાખ રૂપીઓ ભેગા કરી નાંખ્યા.

એ દરમિયાન અનુપરાય તો મારી સાથે ભણતોજ હતો. પણ એનું ચિત્ત ઝાઝું ભણવા તરફ હતું નહિ. હું પોતે પણ કાંઇ ભણવામાં મોટો મારતેમિયા નહોતો, સાધારણ રીતેજ ગાડું નભાવતો; એટલે અમારી બેની વચ્ચે દોસ્તી જામતાં વાર ન લાગી. અનુપરાયનો સ્વભાવ મને બહુ સાલસ લાગ્યો. વળી તે મિત્ર માટે પૈસેટકે ઘસાય, એટલુંજ નહિ પણ જીવજાનીથી તેનું કોઇ પણ કામ કરવા ખડે તૈયાર રહેતો એવું મેં અનુભવ્યું. અમને બેને ઠીક સાથે ફાવતું. જે બેઅઢી વરસ હું સુરતમાં રહ્યો તે દરમિયાન અમારો પરિચય ખૂબ ગાઢો થયો.

પણ મેં આગળ કહ્યું તેમ અનુપરાયનું ભણવા તરફ જોઇએ તેટલું લક્ષ નહોતું. પોતાનો મોટો ભાઇ જે વેપાર કરીને પૈસા મેળવી રહ્યો હતો તે તરફ એના વિચારો દોડયા કરતા. અને એ ધંધામાં જોડાવાનો એનો વિચાર હતો એ તો ખુલ્લુંજ હતું. આથી એનાથી ભણતર તરફ પૂરતું ધ્યાન ન અપાતું.

આ બાજુ હું મેટ્રીકની પરીક્ષા આપવા ગયો અને બીજી તરફ અનુપરાય પ્રિલિમિનરી (મેટ્રીક પહેલાં લેવાતી નિશાળની પરીક્ષા) માં નપાસ થઇ ફારમ ન મળવાને લીધે નિશાળમાંથી ઉઠી ફલક-તે ઉપડી ગયો. એના ભાઇને પણ વેપારમાં મદદની જરૂર હતી. આથી અનુપરાય તરતજ ધંધામાં જોડાઇ ગયો.

આ પ્રમાણે અમે ઘણો વખત થયા વિખુટા પડ્યા હતા. અમે આવા ગાઢા મિત્રો હતા પરંતુ ઘણીક વાર બને છે તેમ અમારે ઝાઝો પત્રવહેવાર નહોતો. કવચિત્ કવચિત્ હું પત્ર લખતો અને તેના કોઇકજ વાર જવાબ આવતા. આથી જ્યારે કલકત્તામાં

વસતા અનુપરાયને ચારેક વર્ષે સુરતના સ્ટેશન પર મેં અચાનક જોયો ત્યારે હું આભો બન્યો. મારી આંખો મને દગો દેતી હોય એમ લાગ્યું.

બે ચાર વરસે પોતાના મિત્રને મળવાથી મારા શરીરમાં અપૂર્વ આનંદની બે ચાર કંપારીઓ છૂટીને શમી ગઈ. મારો આનંદ માયો નહિ અને એ સ્ટેશન પર મળનાર વ્યક્તિ અનુપરાયજ છે એમ આંખો ચોળી ખાતરી કરી અતિશય વ્હાલથી હું તેને ભેટી પડ્યો.

"અલ્યા! પણ તું અહિં ક્યાંથી ?"

"અને તું? તારી સવારી ક્યાંથી આવે છે?" અનુપરાયે મને સવાલ કર્યો.

"હું મુંબાઇથી આવ્યો." મેં જવાબ આપતાં કહ્યું.

"મામાને ત્યા સહેલ કરવા, ખરૂં ને?"

"હાસ્તો. બીજું શું કામ હોય ?"

એ પ્રમાણે વાતચિત કરતા અમે સ્ટેશન પરથી ધીરે ધીરે ઉતર્યા. અનુપરાય પોતાની બ્હેનને તેડવા સ્ટેશન ઉપર આવેલો હતો પણ તેની બ્હેન–માસીની છોકરી–આવી હોય તેમ લાગતું નહોતું. તે નથીજ આવી એમ ચોકસ ખાત્રી કર્યા બાદજ અમે સ્ટેશન પરથી નીચે ઉતર્યા.

"તું સીધો મામાને ત્યાં જશે?" ભાડૂતી ગાડી કરીને તેમાં અમે બેઠા તે પછી અનુપરાયે મને પૂછ્યું.

"મેં ત્યાં કાગળ લખેલો છે. એટલે અત્યારે તો મારે ત્યાં જવુંજ જોઇએ. તું હાલ ક્યાં રહે છે?"

અનુપરાય શ્હેર રહે છે કે કતારગામને પોતાને બંગલે, તે જાણવા ખાતર મેં પૂછ્યું.

"હું? આજેજ કતારગામથી આવ્યો. કાલ સ્હવારે પાછો

જવાનો છું. અંગન્ને બડી મોજ છે. કાલે તારે આવવું પડશે. આવશે ને?" અનુપરાયે નોતરૂં આપ્યું.

મેં મારી સ્થિતિ સમજાવી. મામાને ત્યાંજ ખાસ રહેવા આવેલો હોવાથી તુરત ને તુરત તો કાંઈ મારાથી અનુપરાયનું નોતરૂં કબૂલ થાય તેમ નહોતું.

"તું તો ગંડુસ છે. એમા મામાને ખોટું શું લાગવાનું હતું? મામા કયા મને નથી ઓળખતા! અને તેને ત્યાં રહેવાની કયાં તને નવાઇ છે? નહિ, બસ તારે આવવુંજ પડશે!" અનુપરાયે હુકમ કર્યો.

"પણ તે તું શેઠ તારા ઘરનો, કે તારા ચાકરનો. જા. આપણે બન્દા તો આવવાના નથી?" મેં હસતાં હસતા કહ્યું.

અનુપરાયે મારો કાન પકડીને કહ્યું "શું...બોલ્યો! શું... ઉ...ઉ..."

"આપણી સવારી પધારે એવી કાંઈ આશા નથી."

એ પ્રમાણે અમે ગમ્મતગોહડી કરતા હતા એટલામાં તો અનુપનું ઘર આવ્યું એટલે તે ઉતરી પડયો. ખૂબ ઝુંબેશ ચલાવ્યા બાદ મેં કબૂલ્યું હતું કે મામાને ત્યા એક દિવસ રહી પછી બીજે દિવસે "અનુપ–મહાલ"–કતારગામ જવું. અનુપે પણ મારી સાથેજ આવવા ખાતર એક દિવસ વધારે સુરતમાં રોકાઈ જવાની કબૂલાત આપી.

"જે, ત્યારે ચોકસ, હં! પરમ દિવસે જવાનું!" અનુપરાય ગાડીમાંથી ઉતરતા બોલ્યો "હં! અને કાલે? કાલે મારે ત્યાં આવશેને?"

"ના" મેં નન્નો વાસ્યો. "કાલે તો તારેજ મામાને ત્યાં આવવાનું છે."

"કેમ? કાંઈ મુંબઈથી હલવો પૌંઆ લાવ્યો છે? કાંઇ ખવડાવે એમ છે કે નહિ? કે તું તો હતો તેવોજ કંજૂસનો કાકો રહ્યો છે?"

"શેઠ! ગાડી ખોટી થાય છે!" ગાડીવાળાએ બૂમ મારી.

"ઠીક! હંકાર! અનુપ, કાલે આવજે હં!" મેં કહ્યું.

"વારૂ."

અનુપ ઓટલાનાં પગથિયાં ચઢતો હતો. મારી ગાડી દોડતી જતી હતી. હું વિચારી રહ્યો હતો, "કેવો પેંડા જેવો બન્યો છે, કલકત્તા જઇને!"

* * *

ત્રીજે દિવસે સ્હવારે આશરે નવ વાગ્યાને વખતે મારા મામાના ઘર આગળ એક ઘોડાગાડી આવીને ઉભી રહી અને અંદરથી અનુપ ઉતર્યો.

મારા મામાને ત્યાં મારા આવવાથી ઘણો આનંદ ફેલાયો હતો. ગઇ કાલે–મારા આવ્યાના આનંદમાં મિજબાની સુદ્ધાં થઇ હતી. મારા મામા ઘરડા હતા અને પોતાના વખતમાં તેમણે સારૂં પેદા કરી લીધું હતું. હવે વાનપ્રસ્થ જેવીજ જીંદગી ભોગવતા હતા. તેમને–અને ઘરનાં સર્વ માણસોને, મારા આવવાથી આનંદ તો થયો; પણ જ્યારે તેમણે જાણ્યું કે બીજેજ દિવસે અનુપ સાથે કતારગામ જવાનું હું વચન આપી ચૂકયો છું, ત્યારે તેઓ બહુ દિલગીર થયાં.

"ના ચન્દુભાઇ! એ નહિ બને.–તો પછી આવ્યા શું કરવા? આવવુંજ નહોતું!" મારા મામાની છોકરી નવનીતે કહ્યું.

"પણ એ છો કહેને! હું થોડીજ એને જવા દેવાની છું?" મારી મામીએ જણાવ્યું, "એ ઘડી પોતાના સગાંવહાલાંને મળે, મૂકે, આઠ દહાડા અહિં કાઢે અને પછી જોઇએ તો નિરાંતે–સુખેથી જાય."

મારા મામાએ પણ સખત વાંધો લીધો; પણ મેં બધાને સમજૂતિ આપી, કે અનુપ પાંચ વર્ષે કલક-તેથી આવ્યો છે; એટલે

તેની સાથે મારે અમુક વખત ગાળવોજ જોઇએ. વળી હું વચન આપી ચૂકયો છું, તે તો મારે પાળવું જોઇએ.

જેમ તેમ કરી, ખુબ હોસાતોંસી અને ખેંચતાણ બાદ મને અનુપ સાથે કતારગામ ઉડતાળીસ કલાક ગાળવાની રજા મળી. અનુપ મારે ત્યા તેજ દિવસે આવ્યો હતો. તેણે પણ મારો પક્ષ ખેંચીને ખુબ વાદવિવાદ ચલાવ્યો, અને છેવટે આટલું કબુલ કરાવ્યું. અનુપે બીજે દિવસે સવારે નવ વાગે ઘોડાગાડીમા બેસી તેડવા આવવા કબૂલ કર્યું; અને તે પ્રમાણે મેં ઉપર લખ્યું છે તેમ તે તેડવા આવ્યો પણ ખરો.

કતારગામ જતાં ઘોડાગાડીને કાંઇ ઝાઝો વખત નથી લાગતો. સાધારણ રવાલે ચલાવિયે તો વળી વીસ મિનિટ થાય. આથી ઘોડાગાડીમા તો અનુપ સાથે મારે એવી કાઇ વાતચિત પણ થઇ નહિ. એના ધંધાધાપાની ખબર મેં પૂછી. મારી નોકરીની વિગત વિષે એણે સવાલ કર્યા.

મારા સવાલોના મને જે જવાબ મળ્યા તે ઉપરથી લાગ્યું કે અનુપરાય કલક-તે જઈ વેપાર ધંધામાં પાવરધો તો બન્યોજ હતો. શેરદલાલના ધંધામાં જોઇતી વાક્ચાતુરી એનામાં જરૂર આવી હતી. એ ત્યાં ગયા પછી એમનો ધંધો વધારે ફાલ્યો હતો એમ એના કહેવા પરથી જણાવ્યું.

બંગલાઓની હાર શરૂ થતાજ અમારી વાતચિત લગભગ બંધ પડી. કારણ અનુપમહાલ કાંઈ દૂર હતો નહિ. ટૂંક વખતમાં-જ અમારી ગાડી ઉભી રહી.

ગાડી ઉભી રહેતાં તેનો ખડખડાટ પોતાનાજ બંગલા આગળ અટકતો સાંભળી બંગલામાંના બે ચાર માણસો, કોણ આવ્યું છે તે જોવા, બહાર ઝરૂખામાં દોડી આવ્યા.

મેં નજર કરીને જોયું તો મને અપરિચિત એવા બે ચાર ચ્હે-

રા ત્યાં મારા જોવામાં આવ્યા. અનુપનો વચલો ભાઇ-જે પોતાના કુટુમ્બની આબાદી-જાહોજલાલી થતાં પોતાની નોકરી છોડી સુરતમા કાપડિયો થઈ બેઠો હતો તે તથા તેની સાથે બીજા ત્રણ આશરે ૨૫-૩૦ વરસની ઉમરના યુવાનો એ ઝરૂખામાં દોડી આવેલી મંડળીમાં હતા.

ગાડીમાંથી ઉતરતાં મેં હલકે સાદે પૂછ્યું, " આ બીજાઓ કોણ છે ? અનુપ ! "

" કેમ ? આટલો અધીરો શાને થાય છે ? બંગલામાં તો ચાલ, તારી સાથે ઓળખાણ કરાવું. " અનુપે કહ્યું. ગાડીવાળાને ગાડી બંગલા પાછળના તબેલામાં લઇ જવા કહી તથા સાંજે ચાર વાગે પાછી જોડી લાવવાની વરદી આપી, અમે બંગલાની અન્દર ચઢયા.

અનુપરાયના વચલા ભાઈએ મને હસતાં હસતાં આવકાર આપ્યો, " આવો ! આવો ! ચન્દનલાલ ! ખૂબ દિવસે તમારાં દર્શન થયાં ને કાંઈ ? "

મેં હસીને કહ્યું, " હું મુંબાઇ હતો. પરમ દિવસેજ આવ્યો. કેમ આનંદમાં છોને ? "

" તમને જોઇને વધારે " એમ કહી એ મને દિવાનખાનામાં લઇ ગયો. અનુપ પણ સાથે આવ્યો.

ડગલો ઉતારી એક પલંગ પર આડા પડતાં મેં કહ્યું, "અનુપ ! ચાલ હવે કાંઇ ચ્હા બા પાશે કે કેમ ? "

" ચ્હા ! હું કંઇ ચ્હા પીતો નથી ! " અનુપરાયે ગંભીરતાથી કહ્યું, " અમારા ઘરમાથી ચ્હાનો બહિષ્કાર કરવામાં આવ્યો છે. "

" શું બોલે છે ? જાગે છે કે ઉંઘે છે ? તું વળી કેદાડનો સતો થવા લાગ્યો છે ? " મેં મશ્કરી કરતાં કહ્યું.

" તારા સમ ! પણ તારે ગભરાવું નહિ. મેં ચ્હા તજી દીધી

છે એ ખઈ. પરંતુ તને તેવુંજ કાંઇ પાતાં મને હરકત નથી."

આમ કહી અનુપે વચમા પડેલા મેજ પાસે જઇ તે ઉપરની એક ઘંટડી ત્રણુવાર વગાડી.

## ૩. ગિરીશ બાબુ

એ ઘંટડી વાગ્યાને મિનિટ સવા મિનિટ થઈ હશે એટલામાં એક કાળાશ પડતો સ્હેજ વિચિત્ર ચહેરાવાળો માણુસ અન્દર દાખલ થયો.

એનું મ્હોં લંબાયું હતું. એક પહેરણ પહેર્યું હતું. અને સાથે કાછડી માર્યા વિનાનું ધોતિયું પહેર્યું હતું. એના વાળ ધોળા થઇ ગયા હતા પરંતુ તે ઉમરને લીધે નહિ, બહુ દુઃખને લીધે થયા હોય—ખૂબ સંકટો વેઠવાને લીધેજ પળિયાં આવ્યાં હોય, એમ ખુલ્લું જણાઈ આવતું.

એના મ્હોં પર પણ એવાં સંકટ વેઠયાની છાપ કરચળીઓના રૂપમા પડેલી હતી. શરીર પણ નબળું દેખાતું હતું. તે બહુજ માનપૂર્વક નમ્રતાથી અનુપ પાસે આવ્યો અને તેને નીચા વળીને સલામ કરી.

"ક્યા હુકમ હૈ, જનાબ?"

"અમૃતપાન લાઓગે?" અનુપે પૂછ્યું.

"અચ્છા જનાબ." એમ કહી નમન કરી એ ચાલ્યો ગયો.

મેં પૂછ્યું, "અનુપ! આ કોણુ છે?

"ચ્હા રાક્ષસીના પંજામાંથી આ તારા મિત્રનો ઉદ્ધાર કરનાર દેવદૂત" અનુપે વિચિત્ર જવાબ આપ્યો.

"એટલે? મને કાંઈ સમજાયું નહિ!" મેં કુતૂહલથી પૂછ્યું.

"કેમ? ન સમજાયું? એ માણસેજ મારા ઘરમાંથી ચ્હાનો બહિષ્કાર કરાવ્યો——"

"કેવી રીતે?"

"તે બધું ધીરે ધીરે સાંભળે ત્યારે કહું ને? એમ ઉતાવળે કાંઇ આંબા પાકે નહિ." અનુપે ગંભીરતાથી કહ્યું, "એ મારો બંગાળી નોકર છે. એ મારે હાથ લાગ્યો તે પૂર્વે અમૂક વખત પહેલા ચ્હાના ખેતરાંમાં મજૂર તરીકે કામ કરતો. ખરે! એ મજૂર તરીકે કામ કરતાં એણે જે દુઃખો વેઠયાં છે, જે સંકટો સહન કર્યાં છે, તેનો હેવાલ તું સાંભળે તો તુંયે ચ્હા મૂકીજ દે.

"તેં ચ્હા કેવી રીતે પેદા થાય છે તે વિષે વખતે વાંચ્યું એ હોય. યૂરોપિયનો મજુરો પર કેવું વીતાડે છે, તે વિષે કોઇક વાર તારે કાને અક્ષર બે અક્ષર પડ્યા હોય તો હું નવાઇ નહિ પામું. પણ જ્યારે તું ગિરીશ બાબુને મોંઢે ચ્હાના કારખાનાઓના માલિકોના જુલમની રૂંવેરૂવાં ઉભાં કરનારી વાત સાંભળશે, ત્યારે જરૂર તું પણ ચ્હાનો બહિષ્કાર કર્યા વિના નહિ રહે.

"જે નરાધમો, રાક્ષસો આવી જાતનો જુલમ કરી શકે છે તેના ધંધાને કોઈપણ જાતનું ઉત્તેજન આપવું એ ભયંકર પાપ છે એ વાત ગિરીશ બાબુ તને ક્ષણમાત્રમાં સમજાવી દઈ શકે. પણ લ્યો——આ તારી ચ્હા આવી!"

અનુપે મારા તરફ સસ્મિત જોયું. પેલો બંગાળી જે પ્યાલું લાવ્યો હતો, તેમાં ચ્હા ન્હોતી. ચ્હાનાજ રંગનો પણ સ્હેજ સૂક્ષ્મ નજરે જોનારને બીજીજ વસ્તુ છે એમ જણાઇ આવે એવો કાંઇ પ્રવાહી પદાર્થ હતો.

"આ કાંઇ ચ્હા નથી!" મેં સ્હેજ મનમાં ગૂંચવાતાં પૂછયું, "કાંઈ ઓસડ બોસડ તો નથીને?"

"ના, ના! તું પી તો જો. કંઇ ઓખિગો કરિયાતું નથી, જે કડવું લાગે."

પ્યાલો મારી પાસે એક નાનકડી બાસ્કી ખસેડી લાવી તે ઉપર મૂકી દઇ પેલો બંગાળી નોકર અન્દર જવા લાગ્યા; તેને અટકાવી અનુપે કહ્યું. "ગિરીશ! ઇધર બૈઠો. આપકી જરૂર હૈ."

તે નમ્રતાથી બારણા પાસે બેઠો.

મેં પેલો પ્રવાહી પદાર્થ પીધો. તે ચ્હા નહોતી એ તો મેં કહ્યુંજ છે. પણ નિશંક તે બહુજ સ્વાદિષ્ટ હતો તેમજ લહેજતદાર હતો. એનાથી મારી બધી સુસ્તી ઉડી ગઇ અને શરીર સતેજ બન્યું લાગ્યું.

મેં પૂછયું, "આ શું છે? કાંઇ મઝાની વસ્તુ દેખાય છે."

"એનું નામ મેં અમૃતપાન આપ્યું છે. હું ચ્હા પીતો નથી પણ કેઇક કોઇક વાર આ ગિરીશ પાસે બનાવાવી એનો પ્યાલો પીઉં છું. પાંચ સાત વનસ્પતિઓની બનાવેલી એ એક બહુ ફાયદાકારક પણ રૂચિકર દવાજ છે, કયું ઐસા હિ હૈ ના, ગિરીશ?" અનુપે પેલા ચાકરને ઉદ્દેશીને સવાલ કર્યો.

"ઐસાહિ, જનાબ! ચ્હા તો પીના નહિ ચાહિયે. વો કયા હૈ? વો તો હમેરે જૈસે દુસરે મજૂરોકા—હમારે દેશબન્ધુઓકા લોહી હૈ! અગર આપ ભારતવાસીઓંકા રૂધિરકા પાન કર સકતે હો તો જરૂર ચ્હા પીના! લેકિન ઐસા તો કોઈ ભી મનુષ્ય નહિ હો સકતા હૈ!" ગિરીશે લંબાણથી જવાબ આપ્યો. એના શબ્દો મને ઉદ્દેશીને હતા એમ મારી સમજમાં આવ્યા શિવાય ન રહ્યું.

મેં અનુપ તરફ ફરીને કહ્યું, "પણ એમ પહેલેથી નન્નો-જ વાસો, તે કાંઇ ચાલે? પહેલાં મારે ગળે તો વાત ઉતરવી જો-

ઇએ ને ? મને બધો હેવાલ કહો, સમજૂતિ આપો, તો હું પણ સ્હા તજું ! ને તો પછી વળી નવો સરકારનો કર આવવાનો છે તેની પીડા પંચાતજ આપણને ન રહે."

"એને માટે તો મેં ગિરીશને અહિં બોલાવ્યો. એને મોંઢે માત્ર તારે હેવાલ સાંભળવાનીજ ખોટી છે. હેવાલ પૂરો થતાં તું સ્હા તજવાનું પણ ન લે તો મારૂં નામ અનુપ નહિ.

"ગરીબ બિચારો ગિરીશ ! પૈસાને લોભે આસામના યુરોપીયન ચહાવાળાઓને માટે મજૂર ભેગા કરવા જતાં–શિકાર શોધવા જતાં પોતેજ પોતાની જાળમાં ફસાઇ ગયો ! ત્યાંની નરક-યાતના પોતાના કર્મના ફળ રૂપે ચાલુ જીંદગીમાંજ ભોગવી ! નસીબ-વાળો કે જીવતોજ છૂટયો !" એમ અનુપ બોલતો હતો, ત્યારે ખરેખર એનો સાદ બહુ લાગણીમય હતો.

"અરે ! જબ મુઝે સબ બાતે યાદ આતી હૈ તબ ઐસા હોતા હૈ કે કુછ પૂછના નહિ !" ગિરીશ વચ્ચે બોલ્યો. તેનો સાદ ધ્રૂજતો હતો.

"પણ મને તો એ હેવાલ કહેવોજ પડશે." મેં તેને કહ્યું, "અનુપરાયે મારી આગળ એ વિશે વાત કરીને મને એટલો બધો આતુર બનાવ્યો છે કે હવે હું એ વાત સાંભળીશ ત્યારેજ મારો જીવ ઠરં પડશે."

એટલામાં તો ઘડીયાળમાં સાડા દશનો ટકોરો થયો. રસોઇ-યાએ આવીને કહ્યું, "શેઠજી ! રસોઈ તૈયાર છે."

"ચાલ ચન્દન ! પહેલાં જમી લઇએ. જમી ખાઇને નિરાંતે બેસીએ. એટલે ગિરીશ તને પોતાનો હેવાલ કહેવા માટે તૈયારી કરી મૂકશે. તારી નોંધપોથી તૈયાર રાખજે અને હેવાલ નોંધી લેજે. કોઈક દિવસ બહુ કામ લાગશે."એમ કહેતાં કહેતાં અનુપે કપડાં કાઢયાં.

મેં પણ પેટપૂજાને માટે તૈયારી કરી. કપડાં કાઢી અનુપ સાથે હું યે રસોડે ગયો. અમે બધા સાથે જમવા બેઠા.

જમતાં જમતાં ગિરીશ વિષે વાતો ચાલી. અનુપના ભાઇએ દરખાસ્ત મૂકી કે મારે ગિરીશનો હેવાલ સાંભળી લઇ તેને બરાબર વ્યવસ્થાસર લખીને ચોપડી રૂપે બહાર પાડવો.

સઘળાંને એ વિચાર ખૂબ પસંદ આવ્યો. મેં રહેજસાજ આનાકાની કર્યા બાદ કહ્યું, "આપની બધાની ઇચ્છા હશે તો પછી કાંઈ મારો છૂટકો થવાનો છે?"

થઇ ચૂક્યું! આવતા પ્રકરણથી જે વાત શરૂ થાય છે—તે ગિરીશચન્દ્રે મને કહેલો પોતીકો હેવાલ છે. આ મજૂરની એ દયાજનક કહાણી અદ્દભુત છે;—છે પણ નથી! કારણ એજ હાલત હજુયે સેંકડો મજૂરો ભોગવી રહ્યા છે, એજ દુઃખની ગટરમાં હજારો ગરીબડા, ફસાયેલા પ્રાણીઓ સબ્યા કરે છે. એ હેવાલ તદ્દન સાચો છે, તે વિશે કોઇએ મનમાં જરા અંદેશો રાખવાનો નથી.

અહિંથી ગિરીશચન્દ્રની આત્મકથા શરૂ થાય છે. એ કથાને મેં વ્યવસ્થિત રીતે ગોઠવી છે અને આકર્ષક સ્વરૂપ આપ્યું છે. મેં મીઠું મરચું ભભરાવ્યું નથી. ના, જરાયે નહિ. ફક્ત ઘાટમાં ગોઠવી છે એટલુંજ.

આ મજૂરની જીંદગી રૂપી નાટકનો આ પડદો ઉપડે છે. વાંચક તું એ નાટક ધ્યાનથી, લક્ષથી નિરખીશ?

પડદો પહેલો

## આઠ દહાડાની મુદત !

બાંકુરા જીલ્લો બંગાળામાં આવેલો છે. આ બાંકુરા જીલ્લામાં અંબિકાનગર નામનું એક ગામ છે.

આ ગામ બાંકુરા જીલ્લામાં આવેલા ખાતડા નામના એક ટાપુની ઉપર છે. અંબિકાનગર બેટમાં આગળ પડતું ગામ છે. ત્યાં ટપાલ ઑફીસ, બજાર વિગેરે સર્વ છે.

ગામના ઘણાખરા લોકોનું ગુજરાન ખેતીપર ચાલે છે. બાકીના લોકો પરચુરણ અનેક પ્રકારના વેપાર મારફત પોતાનો નિભાવો કરે છે. ખેડુતોની સ્થિતિ કાંઇ સંતોષકારક નથી. તેમને બિચારાને વારંવાર ઘણું સોસવું પડે છે. ઘણીવાર દુકાળો પણ પડે છે, અને વરસાદને અભાવે અનાજ પાકતું નથી. આથી એકન્દર લોકો ગરીબ દશામાં છે એમ કહેવું એ વાજબીજ ગણાય. જે લોકો વેપાર દ્વારા ગુજરાન ચલાવે છે તેમની સ્થિતિ સારી છે. અને તેઓ સુખે રોટલો ખાય છે, એટલુંજ નહિ પણ થોડી ઘણી આબાદી પણ ભોગવે છે. એ છતાં સરવાળે જોતાં ગામની સ્થિતિ રાંક છે.

હું—ગિરીશચન્દ્ર દત્ત, આ ગામનો મૂળ વતની છું. મારો જન્મ એજ ગામમાં થયો હતો. એ ઠેકાણેજ મારૂં સમગ્ર કુટુમ્બ વરસો થયાં વસેલું હતું.

અમે બે ભાઈઓ હતા. મોટાનું નામ પ્રસન્નકુમાર. હું નાનો.

અમને એક નાની બહેન પણ હતી. મારી બહેનનું નામ ગંગા હતું.

મારા બાપુજી મરણ પામ્યા ત્યારે હું આઠેક વરસની ઉમ્મરનો હઈશ. ગંગા તો તે વખતે કેવળ ચાર વરસનીજ હતી! પણ પ્રસન્નકુમારની ઉમ્મર અઢાર વરસની હતી. તે એક જાગીર-દારને ત્યાં દેખરેખ રાખવાના કે એવાજ કંઈ કામપર નોકર હતો.

મારા બાપુજી પણ એ જાગીર પરજ કામ કરતા. એમણેજ પ્રસન્નબાબુને પોતાના મદદનીશ તરીકે રખાવી લીધો હતો. મારા બાપુજી મરણ પામતાં, તે જે કામ કરતા તે ઉપરજ મારા મોટા-ભાઈની નીમણુંક થઈ ગઈ. આથી અમારા ઘરમાં મારા પિતાના મરણને લીધે કાંઈ ઝાઝો સ્થિતિફેર થયો નહિ. કુટુમ્બમાં અમે બે ભાઈ, મારી ભાભી કમલાદેવી, મારી મા તથા ગંગા શિવાય બીજુ કોઈ નહોતું.

મારી માનું મારા ઉપર બહુ વહાલ હતું. મારા બાપાજી મરણ પામતાં તો એ વહાલમાં અનેકગણો વધારો થયો. એ પ્રેમ જેવો હાલ ઘણે સ્થળે જોવામાં આવે છે તે પ્રકારનો પ્રેમ હતો—અર્થાત ખરૂં કહીએ તો ખોટું વહાલ હતું.

માબાપો એમ માને છે કે બાળકને સુખ થાય એમ કરીએ તેમાં આપણા તેમની પ્રત્યેના વહાલનું પ્રદર્શન થાય છે. ખરૂં જોતાં માબાપે બાળકના ક્ષણિક સુખને સારૂ નહિ, પરંતુ તેના કલ્યાણને માટે પ્રયત્ન કરવો જોઇએ. બચપણમાં તેને એમ લાગે કે માબાપ મારા તરફ કડવાશ બતાવે છે, પૂરતું વહાલ નથી રાખતાં, પણ મોટપણે તે માબાપને પોતાનું કલ્યાણ સાધવા સારૂ સંભારે ત્યારે તેજ ખરૂં વહાલ કહેવાય, તેજ ખરો પ્રેમ કહેવાય.

મારી માનું મારા પર વહાલ હતું તે સામાન્ય પ્રકારનું દુન્યવી વહાલજ હતું, એમ કહેતાં મને સંકોચ નથી થતો; એનું

કારણ એ છે કે દુનિયાનાં માબાપની હું આંખ ખોલવા ઇચ્છું છું. પ્રભુ બાળકોને માબાપનાં ખોટાં વહાલમાંથી બચાવે!

અમારા ગામમાં એક નિશાળ હતી. ત્યાં માત્ર બંગાળીનોજ અભ્યાસ થતો. ત્યાં મેં મારૂં ભણતર પ્રાપ્ત કર્યું. મહેતાજીનું નામ રામનિધિ બાબુ. એમના હાથ તળે શિક્ષણ લીધા બાદ આસપાસમાં કોઈ ઇંગ્રેજી નિશાળ ન હોવાને લીધે મારા ભણતરની એટલેથીજ પૂર્ણાહુતિ થઇ ગઇ.

પ્રભુ જાણે, કે એ મારૂં નસીબ હતું, યા કમનસીબ, કે હું ઇંગ્રેજી ભણ્યોજ નહિ!

ઇંગ્રેજી ભણવાનું ન મળ્યું અને અભ્યાસ છોડી દેવો પડયો તેનાં પરિણામ તો ખરાબજ આવ્યાં એમાં તલમાત્ર પણ સંશય મને નથી. કામકાજ કાંઈ મળે નહિ એટલે મારો વખત નકામો જવા માંડયો.

કહેવત છે કે "નવરો બેઠો નખોદ વાળે" એ કહેવતનો મારા પર પૂરો અમલ થયો. મને મારી પોતાનીજ ઉમ્મરના, પરંતુ વંઠી ગયેલા, દુર્વ્યસની તરૂણ છોકરાઓની સોબત થઇ. એ સોબતે મને બગાડયો.

એવા બગડેલા તરૂણોની સંગતિમાં રહીને અનેક જાતની ખોટી ટેવો મેં શરૂ કરી. ચલમ ફૂંકવાનો તો, હું નિશાળમાં હતો ત્યારનોજ મને મહાવરો હતો! કારણ મહેતાજી સાહેબ ચલમ ભરી લાવવાનો હુકમ કરે, કે બીજા કોઇ ઉભા થાય તે પહેલાં હુંજ દોડી જતો, અને તરત ચલમ આણી આપતો. પણ મહેતાજીથીયે કાંઇ અજાણ્યું ન્હોતું કે એની આંખ આડે બારણા પાછળ લપાઇ છૂપાઇને ચલમના બે દમ મારવા હું ચૂકતો નહિ!

પણ ગામડાનો મહેતાજી—

તે બિચારો આંખ આડા કાન કરી, જાણતો હોવા છતાં

પણ મને કાંઇ કહેવાની હિમ્મત કરતો નહિ!

હવે તો મને ભાંગ, ગાંજો, અફીણ દરેક જાતની નિશાદાર વસ્તુનો સ્વાદ મેળવવાની તક મળી!

ઉનાળામાં તો દિવસભર ભાંગના ઘેનમાંજ હું પડયો રહેતો. ગાંજાને પણ બાકી નહોતો રાખ્યો! અને દારૂ મળે ત્યારે તો હું જીલબ્બેજ બની જતો, મારા આનંદનો પારજ ન રહેતો!

છેવટે અફીણની આખી ને આખી ગોળીઓ સુદ્ધાં સફા કરી જવા જેટલું મારામાં જોર આવ્યું!

અને એવા એવા વ્યસનોના જોરે મારૂં ચારિત્ર્ય સર્વ પ્રકારે બગડે તેમાં કાંઈ નવાઇ હતી?

અહો! જ્યારે એ જમાનાનાં મારાં પાપકર્મો મને યાદ આવે છે, ત્યારે મારાં રૂંવેરૂંવાં ખડાં થઇ જાય છે. બહારથી સુખ રૂપ દેખાતાં ઝાંઝવાંના જળ જેવા ક્ષણિક આનંદો ભોગવવા માટે મેં શું કરવું બાકી રાખ્યું હતું? પ્રભુ, એવી જાતની નરકવાસનાઓમાંથી માનવપ્રાણીઓને બચાવો એટલી પ્રાર્થના અત્યારે હું સાચા હૃદયથી કરૂં છું.

એ વખતે કોડી કમાવાની તો મને જાણે જરૂરજ ન હોય ને, તેમ હું વર્તતો. કોઇ જાતની આવડત તો મળે નહિ! પૈસા તો જોઇએજ! અફીણ દારૂની લહેજત તે શિવાય કેવી રીતે ભોગવાય?

શરૂઆતમાં તો મારા સોબતીઓ મારૂં નિશાનું ખર્ચ ચલાવતા. તેમાંના કેટલાક તદ્દન લફંગા હતા! ઘણું કરી ચોરીનેજ પૈસા લાવતા અને એ બધાંમાંથીજ મારો ખરચ પણ પોસાતો.

પણ, એ કાંઇ રોજ ચાલે? હું થોડે વખતે પૈસા બાબત મોટી ફિકરમાં આવી પડયો!

અધૂરામાં પુરૂં, બીજી બાજુ મારા મોટા ભાઇને મારા ચેન-

ચાળા વિષે સમાચાર પહોંચ્યા!

મારી માને મારી કુટેવો વિશેની વાત મારા વડિલ ભાઇ પાસેથી છુપાવી રાખતાં ખૂબ અડચણ નડી હતી. મારી માનો મારા પર પ્રેમ હતો? અરેરે! એ ખોટો પ્રેમ હતો! એ પ્રેમજ મારા ઘાતનું કારણ થઇ પડયો! તેણે જો મારી વર્તણુંક પર ઝીણવટથી દેખરેખ રાખી, ટોકીટોકીને મને ઠેકાણે આણ્યો હોત,—ઉપદેશથી, ધમકીથી કે મારીઝાટીને પણ સીધે રસ્તે દોર્યો હોત, તો મારી આ દશા ન થાત! એમાં મને તલમાત્ર પણ શક નથી.

પણ ગરીબ બિચારી મારી મા! તે તો મને લાડ લડાવવાની રસિયણ હતી. મને ટોકતી, પણ એવી રીતે નહિ, કે હું સુધરૂં. મનમાં એમ માની બેઠેલી કે હશે, નાદાન છે, બચ્ચું છે, મોટપણે સહુ સુધરશે!

આમ માનીને તે મારાં કુકૃત્યો મારા મોટાભાઇથી છુપાવ્યા કરતી; પણ——

પાપ કાંઇ ઢાંકયું રહે છે?

અત્યાર સુધી મારા ભાઇને ઘણું ખરૂં બહારજ રહેવાનું થતું. કોઈ કોઇ વાર તે ઘેર આવતા. આથી તેને મારા ગેરવર્તન વિષે ખબર જલદી પડે તેમ નહોતું, પણ—

એક દિવસ અચાનક મારા મોટાભાઇને મારાં કુકૃત્યો અને બદચાલ વિષે માહિતી મળી!

એ દિવસ હજુયે મને યાદ આવે છે!

મારા મોટાભાઇની આંખો લાલચોળ થઇ ગઇ હતી. તેનું આખું અંગ ધ્રૂજતું હતું! તેનો અવાજ થડકતો હતો!

મારી મા તેને શાંત પાડવાના યત્ન કરી રહી હતી. તેના ગુસ્સાને ઠંડો પાડવા તે કંઇક અંશે મારી વકિલાત કરી રહી હતી, ને—

ને હું એક ખુણે દયામણે મોંઢે થરથર ધ્રુજતો ઉભો હતો!

"તું તો ગાંડી થઇ ગઇ છે!" મારા મોટાભાઇએ મારી બાને જોરથી કહ્યું, "આટલો આ છોકરો વંઠી ગયો. તેનું યે તને ભાન ન રહ્યું! આવડી ઉમ્મરે આટલાં પરાક્રમ? અને આવી સોબત?

"મને એ નહિ પરવડે! તું જાણે ને ગિરીશ જાણે! એને આઠ દહાડાની મુદત આપું છું. એ આઠ દહાડા બાદ હું એને આ ઘરમાં રહેવા દેવાનો નથી!"

મારી બા વચ્ચે કાંઇ બોલવા જતી હતી, પણ તેને વચ્ચેથીજ અટકાવી દઇ મારા ભાઇએ કહ્યું, "હું તારૂં કાંઇએ સાંભળવાનો નથી! એને જોઇએ ત્યાં જાય, અને જોઇએ તે કરે. હું એનું ગુજરાન કરવાનો નથી.

"સાંભળ્યું, ગિરીશ? જા. તું જાણે ને તારો રસ્તો જાણે! આઠ દહાડામાં તારે આ ઘર છોડી જવાનું છે. એ આઠ દહાડામાં તારે ફાવે ત્યાં નોકરીની ગોઠવણ કરી લે, અને નહિતો—

"નહિતો, કુવામાં પડ!!!"

મારી છાતીમાં સોંસરાં પેંસી જાય એવાં આ કારમાં કાતિલ વેણ ઉચ્ચારી મારો ભાઇ ગુસ્સામાં ને ગુસ્સામાં પગ અફાળતો બહાર જતો રહ્યો!

પડદો બીજો

## — જાળરચના —

"ઓહોહો! આવો, આવો! કાંઈ ઘણે દિવસે પગલાં?"

"અહિં કામ પડયું એટલે આવી લાગ્યો."

"બેસો, બેસો, તબિયત તો મોજમાં ખરીને?"

"હો! મોજમાં નહિ તો શું? ખાસ્સા વાઘ જેવા તો ફરીએ છીએ," એમ કહી ઉમેશચન્દ્રે ખડખડ હસી દીધું!

અંબિકાનગરથી–મારે ગામથી બે કોસ દુર રસૂલપૂર નામનું એક ગામ આવેલું છે, ત્યાં ઉમેશચન્દ્ર પાલ રહેતો.

ઉમેશચન્દ્ર મારો બનેવી થાય. એના ઘરની સ્થિતિ બહુ સારી હતી. તેનો મોટો ભાઈ શચીન્દ્રનાથ પુષ્કળ પૈસા કમાતો. તે પુરૂલિયામાં મજુર ડિપો માટેનો પરવાનો મેળવનાર બાબુ વિનોદવિહારી દત્તનો આડતિયો હતો.

અમારાં સગા વહાલાંઓમાંના કોઈનેયે એના જેટલી ઓળખાણ પિછાનો નહોતી. એની લાગવગ બધે હોય એમ ગણાતું. હોય, ભાઇ, આજકાલ પૈસાનોજ જમાનો છે!

મનેયે એક વિચાર આવ્યો. હું એ શચીન્દ્રના ભાઈ મારા બનેવી ઉમેશચન્દ્રની મદદથી કાંઈ મારૂં કરૂં તો—?

મને અઠવાડિયાની મુદત મળી ગયાને બે દિવસ થઈ ગયા હતા અને અચાનક—જાણે મારૂં ભાગ્યજ ઘસડી લાવ્યું હોય તેમ ઉમેશચન્દ્રજ મારે ત્યાં આવી ચઢયો!

તે વખતે મારા મોટાભાઈ ઘેર નહોતા.

મેં તરત ઉમેશચન્દ્રના જમવા ખાવાની ઉતાવળે તૈયારી કરાવી. મારી માએ પણ જલદી રસોઇ કરી આપી.

અમે સાથે જમવા બેઠા. જમતાં જમતાં ઉમેશચન્દ્રે પોતેજ થઇને મને સવાલ કર્યો, "કેમ, ગિરીશ બાબુ! હાલ શું ચાલે છે?"

મેં જાણે વાત ઉડાવતો હોઉં તેમ જવાબ દીધો, "ચાલે શું? ખાઇ પીને લહેર!"

"એમ તે કાંઇ ચાલે? કાંઇ પણ ઉદ્યમ ધંધો કર્યા શિવાય કાંઇ ચાલે છે? કાંઇ કરતા તો હશોજ ને?

મેં પણ ગંભીર બની જઈ કહ્યું, "સાચું પૂછાવો, ઉમેશ બાબુ! તો હું કાંઇ સારાં કામકાજની શોધમાંજ છું. જો તમારી ધ્યાનમાં તેવું કાંઇ હોય તો મને બતાવશો?"

"હોય તો બહુયે પણ—" તે જાણે કાંઇ ઉંડા વિચારમાં ગરક થઇ જતો હોય એમ લાગ્યું.

"કેમ અચકાયા? બોલી નાંખોને! હાલમાં મને પૈસાટકાની ખૂબ તાણુ પડે છે. અરે, કાંઇક દૂર દેશાવર કે પરદેશમાં નોકરી હોય તો:ત્યાં સુદ્ધાં જવાને હું તૈયાર છું!" મેં ધંધો મેળવવા સારૂ મારી ઉત્સુકતા બતાવી.

"ગાંડા છો ગાંડા!" હસતાં હસતાં તે બોલ્યો, "પરદેશ જવાની વળી શી જરૂર? અહિંજ ખાસ્સો ઘેરબેઠાં ધંધો થાય તેવું થાય તેવું બતાવું તો?—" તેણે સવાલ કરી મને વધારે આતુર બનાવવા માટે તેર મણનો તો વચ્ચે લાવીને ગોઠવ્યો.

"એમ ધંધો કરવો તે કાંઇ હવાઇ કિલ્લા બિલ્લા છે?" મેં વાંધો બતાવ્યો, "ધંધા માટે મૂડી—ભંડોળ જોઇએ. દુકાન જોઇએ. એક સાધારણ કરિયાણાંની દુકાન માંડવી હોય તો પણ પાંચસે રૂા.

તો ઓછામાં ઓછા જોઇએજ."

"તે બધી ફિકર મારે માથે!" ઉમેશચન્દ્ર મારૂં મન લોભાવતાં બોલ્યો, "એક યુક્તિ બતાવું, તે વાપરો તો પૈસાજ પૈસા."

મેં ઉત્સુકતાથી પૂછ્યું, "એ યુક્તિ શી? મને બતાવશો?"

"અરે વાહ! તમને નહિ બતાવું, તો પછી કોને બતાવું? તમે મારી પત્નીના ભાઇ તે મારા પણ ભાઇજ કેની?" ઉમેશચન્દ્રે વહાલ બતાવ્યું, પણ—

પણ હાય! હવે હું જાણું છું કે એ બધી માયા હતી, એ બધી જાળ હતી!

ઉમેશચન્દ્રે આગળ ચલાવ્યું, "એ યુક્તિ કાંઇ કઠણ નથી. બસ! પાંચ મજૂર મેળવી આપીને તમારે તો રૂા. પાંચસો ખણખણાટ રોકડા ગણી લેવાના! બીજી પંચાતજ નહિ. અને પછી એ પાંચસે રૂ. ના ભંડોળની મદદ વડે એકાદો નવો ધંધો ઉભો કરવો તે તો બચ્ચાંખેલ જેવી રમતજ છે—ખાસ કરી તમારા જેવા હોંશિયાર જુવાનને માટે તો.—"

તે આગળ બોલવા જતો હતો. પણ મેં એકદમ કહ્યું, "છટ્ છટ્! એ કામ કાંઇ આપણાથી બને તેવું નથી. હું એ બાબતમાં મહેનત કરૂં તોયે મારૂં કોઇ સાંભળે એવો મને ભરોસો નથી તો પછી હા તો કોણજ કહે? મને તો એ વિષે કાંઇ આશા રહેતી નથી."

"હ્યો! તે એમ કાંઇ લાડવો ખાઇ જવાય? પાંચસો રૂપિયા કાંઇ મફતમાં—સહેલાઇથી મળી જાય? એ તો તેને માટે જુક્તિ કરવી પડે......એ વાત કાંઇ બને?"

"એ તમે કહો, એ બધું ખરૂં. પણ એવી થાપથી ભોળવાઇ જાય એટલો મૂરખ આ ગામમાં કોઇ પણ હોય એમ મને તો, બા, નથી લાગતું" મેં અને જે ખરેખર લાગતું હતું, તે ઉમેશ-

ચન્દ્રને કહી બતાવ્યું.

"જુઓ," ઉમેશચન્દ્રે સહેજ ઠંડા પડી જઇ ધીરે હલકે કહ્યું, "જુઓ ! મરદ કોઇ હા ભણે એ જરા મુશ્કેલ છે. પણ બૈરાં માણસ તો તુરતાતુરત તૈયાર થઇ જાય. આ ગામમાં તમારી ઓળખાણમાં એવી કોઇ દુઃખી સ્ત્રીઓ હશેજ, જે મજૂર તરીકે આવવા ખુશીથી કબુલ થાય." (વાંચકને કહેવાની જરૂર છે, કે અમે ક્યારના જમી ઉઠ્યા હતા, અને બહાર દિવાનખાનામાં આવીને વાતો કરતા બેઠા હતા. ત્યાંજ આ બધી હવે પછી આવતી વાતો થયેલી એમ વાંચનારે સમજવું.)

એકાએક આ સાંભળી મારા મગજમાંથી એક વિચાર પસાર થઇ ગયો. જરા થંભી જઇ મેં સવાલ કર્યો, "શું ?......પાંચ સ્ત્રીઓ મેળવી આપું તોયે તમે પાંચસો રૂપિયા આપશો ખરા કે ?"

"અરે વાહ ! એમાં પણ કાંઈ પૂછવાનું હોય કે ? મેં કોઈ દહાડો તમને કાંઈ જૂઠું કહી ફસાવ્યા છે ? પાંચ મજૂર એક બાજુ અને પાંચસો રૂપિયાની કોથળી બીજી બાજુ !"

કેવી ભયંકર જાળ ! હું, ભોળો ભટાક, દુનીયાથી અજાણ અને ખરાબ માર્ગે ચડેલો છતાંએ ઘણી રીતે બેવકૂફ,–હું એમાં ફસાયો !

અને એમાં નવાઇ પણ શી ? ઉમેશચન્દ્ર–મારો બનેવી; મારી સગ્ગી બહેનનો પતિ ! તે, મને એક હિતેચ્છુ તરીકે ધંધાનો માર્ગ બતાવે,–તેમાં લુચ્ચાઇ હોય, તેમાં બેઇમાની હોય એમ મારા મનમાં સ્વપ્ને પણ કેમ ઉદ્ભવે ?

અર્થાત્ તેના બોલવા પર તુરતાતુરત મારો વિશ્વાસ બેઠો. ઉમેશબાબુને પાંચ સ્ત્રી–મજૂરો મેળવી આપવાથી પાંચસો રૂપિયા તરત મળી જશે એમ મારી ખાત્રી થઇ. મારા આનંદનો–હરખનો પાર રહ્યો નહિ. પૈસાના લોભે ગાંડાતૂર બની જઈ હું બોલ્યો:

"તમે કહો છો તેમ મજૂર તો ભેગા થશે ખરા, એમ મને લાગે છે! આ ગામમાંની ચાર પાંચ બાઇઓ મારૂં કહેવું માનશે એમ મારૂં ધારવું છે, પણ–"

તે ઉતાવળથી એકદમ વચ્ચે બોલ્યો, "તેમાં વળી પણ શાનું?"

"પણ એ કામ મારાથી–એકલાથી તો બને એમ દીસતું નથી. મારા દોસ્ત શારદાચરણને આપણી આ યોજનામાં લેવો જોઇએ. સર્વ સ્ત્રીઓ તેને તો જાણે પૂજે છે—તેના શબ્દો પર તેમનો પૂરો ભરોસો છે......"

"તો હું એક વાત કહું તે કરજો" ઉમેશચન્દ્ર મારૂં બોલવું સાંભળી ખૂબ રાજી થતાં બોલ્યો. "એક વાત કહું તે કરજો. તેને બધી ખરેખરી વાત જણાવી દેવાની જરૂર નથી. એ બાબતમાં તેના આગળ એક શબ્દ પણ ન બોલાય તો વધારે સારૂં, કારણ–"

અહિં તેણે પોતાનો સાદ છેક ધીમો પાડી દઇ હલકે સૂરે કહ્યું, "કારણ, આમ જૂઓની, આપણે તેને પણ મજૂર તરીકે આસામ મોકલી દઇશું."

હું કાંઇ વાંધો ઉઠાવવા જતો હતો પણ તેણે બોલવું ચાલુ રાખ્યું, "હું તમારા પાંચસો રૂપિયામાં કોઇ વળી બીજો ભાગીદાર થાય એમ ઇચ્છતો નથી. એટલા ખાતરજ. મારૂં તમને આમ કહેવું છે.

પણ હું એકદમ આશ્ચર્યથી અને ગભરાઇને બોલી ઉઠ્યો, "એટલે? તેનેયે મજૂર તરીકે તમારે આસામ મોકલવો છે? એ તે વળી મજુરી કરવા રાજી થાય?"

"અરે! પણ તમે ગભરાઓ છો કેમ? એનો ને મારો એકવાર મેળાપ તો થવા દો, પછી જૂઓને કામ કેટલું સીધું ને સરળ પાર ઉતરે છે તે! તમે તમારે મુંગા—નિરાંતે બેસો. હું બધો મેળ બેસાડી દઇશ, નહિ તો, એ તો સમજાવો ભલા, કે અઢીસો રૂપિ-

યામાં તે તમે શાની દુકાન કાઢવાના છો? ધૂળની કે પત્થરની?

"શા માટે તેને તમારા પાંચસો રૂપિયામાં ભાગ લેવા દેવો જોઇએ? માત્ર એટલું કરવાનું, કે તમારે તેને "હુંયે તારીજ સાથે આસામ આવનાર છું" એમ કહેવાનું, એટલે બેડો પાર! ટુંકુ ને ટચ!"

એમ કહી ઉમેશચન્દ્રે મ્હોં મલકાવ્યું. અને "કેમ બઇ કેની?" એવો સવાલ કર્યો.

હું એ બાબતમાંજ એ વખતે વિચાર કરી રહ્યો હતો, એટલે મેં તેને કાંઇ જવાબ આપ્યો નહિ. મારા મિત્રને છેતરવો હોય, તેમાં મને કાંઇક લાગે, એને શું? અર્થાત એ વિશે મારા મનમાં મોટું કલ્લાહોળ થઇ રહ્યું હતું. મારા હૃદયમાં પૈસા અને મિત્રપ્રેમ વચ્ચે જાણે એક જાતનું યુદ્ધજ ન થઇ રહ્યું હોય, તેવો ઘાટ થઇ રહ્યો હતો. પણ નસીબદેવીએ તો મારે માટે પહેલેથીજ બધાં પાટિયાં ગોઠવી રાખ્યાં હતાં! વિધાતાએ મારા કપાળમાં બેવફાઇનાં પાપની અદશ્ય પણ કાળી લીટી ચિતરી રાખી હશે તેથી—

પડદો ત્રીજો

# નિશાનબાજ અને પંખી

—તેથી અચાનક દાદર ઉપર ધબધબ અવાજ થયો અને મારો મિત્ર શારદાચરણ પોતેજ મારી સમક્ષ આવીને રજુ થયો.

મારા વિચારોમાં કુદરતી રીતેજ ભંગાણ પડયું. સઘળા વિચારો તજી દઇ હું તરતની ઘડીએ એને આવકાર આપવા મંડી ગયો "ઓહો! શારદા! તું ક્યાંથી?—" પછી ઉમેશબાબુ તરફ ફરીને મેં કહ્યું, "આજ મારા મિત્ર બાબુ શારદાચરણ." પાછો હું શારદા તરફ ફર્યો; "તું તો ઓળખે છેને? આ મારા બનેવી રસૂલપૂરવાળા ઉમેશચન્દ્ર પાલમહાશય."

શારદાચરણની ઓળખાણ મેં કરાવી તેજ પળે ઉમેશચન્દ્રે કંઇક આંખોના મચકારા કર્યા—નયનો નચાવ્યાં. પણ હું ભોળો માણસ, એ નાચમૂજરા સમજ્યો નહિ!

શારદાચરણ એટલામાં તો આવીને એક ખુરસી પર ગોઠવાયો. હું ને ઉમેશચન્દ્ર ગાદીતકિયે બેઠેલા હતા. શારદાચરણ બેઠો ન બેઠો એટલામાં તો ઉમેશચન્દ્રે મારા તરફ ફરી મોટેથી કહ્યું.

"કેમ? ત્યારે તમારૂં તો ચોકસ ઠર્યું કેની? નહિ તો પછી મને પાછળથી ફસાવશો નહિ. હું તો સાફ સાફ વાત કરી નાંખનાર માણસ છું. કહેવું એક ને કરવું બીજું, એ ન્યાય આપણી પાસે નહિ મળે, બા! જુઓ, સીધે સીધી વાત! શરૂઆતમાં કંઇ તમને પન્દર ચાટલાંથી વધારે પગાર નહિ મળે. હા,

એ ખરૂં, કે તમે કામકાજથી, હોંશિયારીથી સાહેબની કૃપા મેળવો એટલે તમારો પગાર વધે તેમાં કાંઇ શક નહિ.................."

વાક્યે વાક્યે ઉમેશચન્દ્ર મને મિત્રઘાત રૂપી પાપની ગટરમાં ધકેલતો જતો હતો! શારદાચરણને ફસાવવાની જાળ મારે માટે એણેજ આમ ગોઠવી દીધી! હું જાતે આસામમાં મને ખૂબ લાભો મળવાના હોવાથી સ્હા–મજૂર તરીકે જાણે ન જતો હોઉં—

"વળી તમારે કાંઇ માત્ર પન્દર રૂપિયાનીજ શરતે જવાનું છે, એવું કાંઇ નથી. ઘર, રહેવાના ઓરડા વિગેરે પુષ્કળ સોઇ સગવડ તમને આપવામાં આવશે. અરે જોજોની! તમે મારો એટલો તો આભાર માનશો—"

ગરીબ બિચારો હું! મારી શી એવી મનઃશક્તિ કે આ પાથરવામાં આવેલી જાળને મારો પૈસાનો લોભ જતો કરી તોડું, ફેંકું! અનેક વ્યસનોથી, દરેક જાતના વિકારોથી, શરીર અને મન નબળાં પડેલાં, મન પરનો કાબુ તદન ઉડી ગયેલો! મારી તે શી ગતિ, કે ઉમેશચન્દ્રના બોલવાનો ઇન્કાર કરી ખરી સ્થિતિ શારદા-ચરણને ચરણે રજુ કરી પાંચસો રૂપિયા જતા કરૂં!

હાય દૈવ!

હાય વ્યસનો!

હાય દુર્બળ મન!

હું તે વખતે કાંઇ ન બોલ્યો. મૌન જાળવી મિત્રદ્રોહનું પાપ મેં વ્હોર્યું! શિવ! શિવ!!...

... ... ... ... ... ...

... ... ... ... ... પણ ઉમેશચન્દ્રના બોલની જે અસર શારદાચરણ પર કુદરતી રીતે થાય, તે તો થઇજ. ઉમેશ-ચન્દ્ર જે છાપ તેના પર પાડવા માંગતો હતો તે પડીજ.

ઉમેશબાબુના શબ્દો સાંભળીને શારદાચરણે મને પૂછ્યું,

"કેમ રે, ગિરીશ! ક્યાંક નોકરીનો તાલ ગોઠવ્યો છે કે શું? એ શું છે વારૂ?

હું કાંઇ પણ બોલું તે પહેલાં તો મારા બનેવીએજ કહ્યું. "પરદેશ ખેડ્યા શિવાય કાંઇ કોઇ દિવસ દોદિયાંપાણી મળે છે?"

શારદાચરણે પૂછ્યું, "દૂર દેશાવર જવાનું છે? કયાં જવાનું છે! કેટલે દૂર? "

ઉમેશચન્દ્ર બાબુ બોલ્યા "એંહ! દૂર કેવું ને વાત કેવી! આવી મઝેની કંપનીની આગગાડી થઈ એટલે પછી દૂર શું, ને નજીક શું! આસામ કાંઇ દૂર છે? આપણી પડોશમાંનોજ મુલક."

"અને ત્યાં કામ શું કરવાનું?"

ઉમેશચન્દ્ર હસતો હસતો ડોકું ડોલાવતો બોલ્યો, "કામ તો દાદા, હિમાલયનો ડુંગર હલાવવા જેટલું કઠણ છે! આ મજુર-ની હાજરી લેવાની, સહેજ દેખરેખ રાખવાની, ઠીક છે! લહેજત છે, યાર લહેજત! એવી ચાકરીમાં આટલો પગાર કોણ કાકો આપે? આ તો ગિરીશનુંજ અહોભાગ્ય, બાકી—"

મારા સુંદર નસીબ માટે શારદાચરણને અદેખાઇ આવવા લાગી હોય એમ તેની મુખમુદ્રા પરથી ચોકખું દેખાવા માંડયું. તેના બો-લવાના ધ્વનિ પરથી તો એ વાત તદ્દનજ ખુલ્લી દેખાઇ. તે બોલ્યો, "અરે વાહ, ગિરીશ દાદા! તમારાં તો કાંઇ વગર ધોયેજ ઉઘડી ગયાં ને! હવે કયારે જવાના તે તો કાંઇ કહો! અલ્યા, તું નસીબદાર તો ખરો, હોં!"

એના જવાબમાં હું કાંઇજ બોલ્યો નહિ. પણ ઉમેશચંદ્ર તરત બોલ્યો, "પણ ગિરીશબાબુ, મોડું કરવામાં મઝા નથી. સાહેબને એવીજ જાતના એક બીજા માણસની પણ જરૂર છે. તે મળ્યા કે બન્નેને સાથેજ ચાલ્યા જવાનું ઠીક પડશે."

શારદા ખૂબ ઉત્સુકતાથી બોલ્યો, "હેં ? ખરેખર ? બીજા માણસની જરૂર છે ?" પછી તે કરગર્યો: "ત્યારે બાબુસાહેબ, મને નહિ લઇ જાઓ ? ગરીબ માણસ પર એટલી મહેરબાની નહિ કરો ?"

ઉમેશબાબુએ તેની વાસના દૃઢ કરવા સારૂ ટાળાટાળ કરવા માંડી, "લઈ જઇએ તો ખરા, પણ—"

"પણ બણ નહિ ! તમારે તો એટલી મહેર રાખવીજ જોઇએ સાહેબ !" શારદાચરણે કહ્યું.

મનેયે લક્ષ્મીની લાલચ લાગી હતી ! સોનું દેખી મુનિવર ચળે ! શારદાને ફસાવવાની જાળ તો પથરાઈ ચૂકી હતી. હવે તેમાંથી પાછા ફરાય એમ નહોતું. પાછા ફરવાની આછી ઇચ્છા પણ ધન-વાસનાએ ભૂસી નાંખી હતી. મેં કહ્યું, "ના, ઉમેશબાબુ, ભાઇ સાહેબ એ નહિ ચાલે ! શારદાને નહિ લઇ જાઓ, તો આપણે પણ નહિ આવીએ. તું તારે ગભરાતો નહિ, શારદા. હું તને છોડીને નહિ જાઉં—"

ઉમેશચન્દ્ર બોલ્યો, "તમે પણ, યાર, કેવા છો ?........પણ એ મને પહેલાંથીજ ખબર હતું. તમારો એકમેક તરફનો પ્રેમ કાંઇ મારાથી અજાણ્યો નહોતો. ઠીક છે વારૂ ! તમે બંને સાથે જશો એ પણ ઠીકજ થશે, તમારી બંનેની સુખસગવડ સચવાશે. પારકા નોકરોને લેવાથી મને શું હાંસલ ? તમે મારા સગા ભાઈ જેવા, એટલે તમારૂં સુખ જોવું એ તો મારી ફરજ જ ગણાય..."

એ પછી શારદાચરણને એક કોરણે લઇ જઇ મેં કહ્યું, "આપણી સાથે ચાર પાંચ સ્ત્રીઓને લઈ જવાની ખાસ જરૂર છે. નહિ તો આપણી સગવડો સચવાવી મૂશ્કેલ છે. સુંદરી અને શાંતિ આપણી સાથે આવવાનું જરૂર કબૂલ કરશે. પણ બીજી ત્રણ જોઇએ. તે કોઇ ધ્યાનમાં આવે છે ?"

શારદા સહેજ વિચાર કરતો કરતો બોલ્યો, "એમ તો કાંઇ ગંગા અને ગોપી પણ ના કહે તેવી નથી........"

"ઓહો બસ, ત્યારે તો બીજું શું જોઇએ? આજેજ બધું નક્કી કરી નાંખીએ."

"તે માટે તારે ફીકર રાખવી નહિ!" શારદાચરણ ફસાયો. બોલ્યો, "એ કામ, જા, મેં રાખ્યું! હું હમણાંજ બધો તાલ ગોઠવી દઇશ."

પછી અમે બન્ને ઉમેશચન્દ્ર પાસે ગયા. મેં કહ્યું "ઉમેશબાબુ, અમારો વિચાર બે ચાર બાઇઓને પણ સાથે લઇ જવાનો છે. તેમાં તમને કાંઇ હરકત છે ખરી?"

ડોળા નચાવતો ને હસતો હસતો ઉમેશચંદ્ર બોલ્યો "ચાર શું ચાળીસ લઈ જાઓને, તોયે કયો સાળો ના પાડવાનો છે? ઊલટું તમને તમારી સગવડ થશે, અને તે બાઇઓનો પણ સ્વાર્થ સધાશે. તેમનેયે ત્યાં કામ મળશે. બે પાંચ વરસે દાગીનાથી લદાઇને ઘેર પાછી ફરશે........હં, પણ તમારો વિચાર ચોક્સ ને?......તો પછી મોડું કરવાનું કામ નથી! બને તેટલી ઝડપથી તૈયારી કરવા માંડો."

શારદાએ કહ્યું, "અમારી તો તૈયારીજ છે. આ જરા વાટ ખર્ચી સારૂ પૈસાની જોગવાઈ કરવાની છે, તે થઇ—"

ઉમેશચંદ્ર ખડખડ હસી પડ્યો, "અરે જાઓ મારા સાહેબ, તમે તો ભોળા ભટાકજ દેખાઓ છો ને? સાહેબની નોકરી કબૂલી એટલે પછી તમારે વાટખર્ચી શી ને પંચાત શી? એ તો બધું સાહેબજ આપે વળી. અરે! ખાવાપિવાનું ખર્ચ પણ તમારે નથી ભોગવવાનું. એ તો ભાઇ, સાહેબની નોકરી છે! કાંઈ જેં તે ના સમજશો"

"પણ—" શારદાએ પૂછ્યું, "પણ અમારી સાથે બાઇઓ આ-

વશે તેને માટે તો—"

"ના, ના, તમે કેમ ગભરાયા ?" ઉમેશચંદ્રે પોતાનો ધ્વનિ કાયમ રાખ્યો, "તે પણ સાહેબની નોકરી પરજ જાય છે ને ? તેનો ખરચ પણ સાહેબજ આપશે."

"તે નોકરી શી ? તેને શું કામ કરવાનું ?"

"સ્ત્રીઓ તે વળી શું તોપ ફોડવાની હતી ? બપોરસપોર ચહાના થોડાં પાંદડાં તોડયાં, કે ખલ્લાસ !"

શારદાચરણ ખૂબ ઉલ્લાસમાં આવી ગયો. "ત્યારે હવે મોડું કરવામાં કાંઇજ અર્થ નથી ! કાલેજ સવારે સંઘ કાશીએ લઇ જઇએ. આપણે તો તૈયારજ છીએ."

મેં શારદાને હલકે અવાજે કહ્યું, "પણ શારદા, તું આ વાત કોઇને કહીશ નહિ. માને કાને વાત ગઇ તો તે મને હજાર રીતે કનડશે. તે મને અહિંથી પોતાની નજર આગળથી દૂર ખસેડવા રાજી નથીજ ! અને ગામમાં હોકારો થઇ જાય તો પેલી બાઇઓને આવતાં હરકત થાય—"

અમારા બનેવીરાજે એ વાતમાં મને ટેકો આપ્યો, "બરાબર છે. તમારી મા પણ શરૂઆતમાં તો ચિઢવાયજ ! પણ તમે કુદકે ને ભૂસકે રૂપિયાના વરસાદ તેના પર વરસાવશો ત્યારે પછી જુઓ મઝા !...........

* * * *

હું અને શારદાચરણ તે પછી ગામમાં ગયા, ફર્યા અને સાંજ પહેલાં સર્વ પ્રકારની તૈયારી કરીને ઘેર પાછા ફર્યા.

આહાહા ! બસ મોજ છે !

શારદાચરણ, સુંદરી, શાંતિ, ગંગા અને ગોપી એ પાંચ, મારી જાળમાં ફસાયેલ પંખીઓ, શિકારી પારધીને સોંપતાંજ મને રૂપિયા પાંચસોનો દલ્લો મળી જશે ! નહિ કરવાની મહેનત, નહિ કાંઇ

ઉપાધિ! માત્ર એ પાંચને પુરૂલિયા આગળ આવેલા વિનોદવિહારી દત્તબાબુના મજૂર-ડેપોમાં પહોંચાડવ્યા, એટલે મારૂ કામ પત્યું.

આમ હું મનમાંજ પરણતો ને મનમાંજ રાંડતો!

તેજ દિવસે રાત્રે ચોરીછૂપીથી અમે સંતાતા લપાતા બહાર પડ્યા. મારા હરખનો તો પારજ નહોતો. જીંદગીભરમાં પાંચ રૂપિયા ન કમાનાર માણસ એક તડાકે રૂ. પાંચસોનોજ હાથ મારે, પછી તેને પૃથ્વી પરજ સ્વર્ગનો અનુભવ થાય એમાં કાંઈ નવાઈ છે? પૃથ્વી પરનાં મનુષ્યો તો લક્ષ્મી શિવાય શાના ભક્ત છે?

ઉમેશચન્દ્ર મારી સાથેજ ચાલતો હતો. તેના મુખ પર કાંઈ ઉઘાડો આનંદ દેખાઈ નહોતો આવતો એ ખરૂં, પણ એ મોજમાં હતો એ વાત ચોકસ. હું મારી અધીરાઈમાં વખત બે વખત ધીરે હલકે તેને મારા પાંચસો રૂપિયા માટે પૂછતો અને તે દરેક વેળા "અરે, પુરૂલિયા તો આવવા દો, ત્યાંજ તમારે રૂપિયા ગણી લેવાના છે," એમ ધીમે સાદે મને શાંત પાડતો. હું મનમાં ને મનમાં હરખાતો અને ક્યારે પુરૂલિયા આવે એમ ઇચ્છી ઝડપથી પગ ઉપાડતો.

હું એકલોજ આનન્દમાં નહોતો. અમારી નાનકડી ટોળીમાંનાં સર્વ હરખઘેલાં થયેલાં હતાં-કોય, શાને સારૂ, તે તેઓ નહોતા જાણતા!

સાહેબ પાસે ચાકરી મળશે એ વિચારે શારદાચરણ પણ ફુલાતો. અમારી સાથે જે ત્રણ ચાર બાઇઓ હતી તે બધી "ઠીક ઠીક" ચાલચલગતની હશે એમ તો તમે કળીજ ગયા હશો. તેઓ ચારિત્ર્યશીલ નહોતી એટલુંજ નહિ પણ એક રીતે દુઃખી પણ હતી. સર્વ જાતનાં દુઃખ સુખ જોઇને અને આફત ઉપાધિ ભોગવીને કંટાળી ગયેલી હતી. અને ગામમાં જેટલું દુઃખ ભોગવીએ છીએ, તેટલું ગમે ત્યાં જઇએ તો પણ નહિ પડે એવી માન્યતાથી

તેઓ પણ અનેક જાતનાં સુખસ્વપ્ન જોવા લાગી હતી. ગરીબ બિચારીઓ!

રસ્તામાં એક નાનકડું ગામ આવ્યું, ત્યાંજ સવાર પડી ગઇ. એટલે ઉમેશચન્દ્ર લઇ ગયો તે માણસને ત્યાં અમે ઉતર્યા.

તે માણસ કોઇ જમાનાનો ખાધેલ બુઢ્ઢો હતો. તેને ત્યાંજ અમે દાતણપાણી કર્યાં, ન્હાયા અને ત્યાજ ભોજન પણ કરી લીધું.

જમ્યા પરવાર્યા બાદ અમે સર્વેએ થોડો આરામ પણ લીધો.

જ્યારે ત્યાંથી નીકળી વિનોદવિહારી દત્તના મજુર ડેપો આગળ—પુરૂલિયા—અમે આવી પહોંચ્યા ત્યારે પાંચ વાગ્યાનો શુમાર થયો હતો. ત્યાં અમારી ખૂબ આકર્ષક સરભરા કરવામાં આવી.

નોકરચાકરો સઘળા અમારી સેવા ઉઠાવવા ખડે પગે હાજર થયા. પહેલાં તેમણે અમારે માટે પાણીછાણીની સોઇ કરી. અમને પીવાને ચ્હા તથા ખાવાનું તૈયાર થાય તે દરમિયાન નાસ્તો કરવાને સારૂ ચેવડો વિગેરે લાવી આપ્યું.

આ મજુર–ડેપોમાં ખુબ મજુર ભેગા થયેલા હતા. તેમાં વિશેષે કરીને સંતાલ, ગૌડ વિગેરે રાની જાતના લોકો હતા. અમારી બાજુના મજુરોની સંખ્યા પણ કાંઈ કમ નહોતી, પણ અમને તે લોકો સાથે ભળવા દેવામાં આવ્યા નહિ. ઉમેશચન્દ્ર અમને તેમનાથી દૂર ને દૂરજ રાખતો.

અમને અમારી મનગમતી કેફી વસ્તુઓ તે રાતે છૂટથી પૂરી પાડવામાં આવી. અમારે માટે ચ્હા, કૉફી–બુંદ, ચરસ, અફીણ, ભાંગ, ગાંજો, વિગેરે સઘળી મોજની વસ્તુઓ હાજર હતી. અમે પણ ક્યાં કાચા હતા, કે એવી મળેલી આયતી તક જતી કરીએ?

અમે જે માગતા, તે હાજર થતું.

રાતના પણ ખૂબ ગમ્મત આવી. ગાનતાનની ખૂબ ધામધૂમ થઇ. અમે પણ નિશો કરીને તર થઈ રહેલા હતા, એટલે અમારા આનંદમાં શી મણા રહે? જાણે દુનિયા પરજ નંદનવન આવીને વસ્યું! એ લહેરમાં ને લહેરમાં—

—મને પેલા રૂપિયાની ઉઘરાણી કરવાનું સુદ્ધાં ભાન ન રહ્યું!

... ... ... ... ... ... ... ...

સ્હવારે મેં મારા બનેવીરાજને કહ્યું, "હવે પેલા રૂપિયાની જોગવાઇ થાય તો ઠીક, એટલે હું ઘરનો રસ્તો માપું."

ઉમેશચન્દ્ર મ્હોં મલકાવીને બોલ્યો. "અરે જાવ, જાવ, મારા સાહેબ, એટલી બધી ઉતાવળ કેમ કરો છો વારૂ!" એટલું બોલી તેણે અવાજ બદલી નાંખ્યો, "કેમ, કાંઈ અહિં તમને અડચણ પડે છે? હોય તો કહી દેજો. તમને કાંઈ તકલીફ તો નથી થતીને?" છેલ્લા શબ્દો તે એટલી બધી ડોળદાર ગંભીરતાથી બોલ્યો કે ન પૂછો વાત!

મેં તરતજ કહ્યું, "ના રે ના! મને અડચણ બડચણ તો કાંઇજ નથી, પણ ઘેર બા ધમાધમ કરી મૂકે તો? મને જલદી છોડો તો ઠીક, કે ઝટ ઘરભેળો થાઉં!"

ઉમેશચન્દ્ર શાંતપણે બોલ્યો, "અરે, પણ તમે વિચાર તો કરો. અહિં કાંઇ તમારે સારૂ રૂપિયાના ઢગ માંડી મૂકયા છે? તમનેજ મળશે, બીજા કોઇ એ રૂપિયા મળવાના છે? આ તો અહિં હમણાં સિલક છે નહિ; નહિ તો મને પણ તમને છુટા કરવાની ક્યાં ઉતાવળ નથી? આટલે આવ્યા, તો હવે રાણીગંજ ક્યાં દૂર છે? ત્યાં ચાલો એટલે ત્યાં તમારા હાથમાંજ ઢગલો આવીને પડશે. પછી તો સંતોષ થશેને?"

"ત્યારે ચાલોને, હમણાંજ ચાલો. રાણીગંજ જઈ આવીએ.

હું ઘેર કોઇને કહ્યા પૂછ્યા શિવાય આવ્યો છું તેનીજ પંચાત છે. ઘેર તો બિચારી બાએ કેટલી રડારોળ કરી મૂકી હશે!"

હસીને ઉમેશબાબુ બોલ્યા, "અરે, એકવાર પાંચસો રૂપિયાનો ઢગ તેના મ્હોં આગળ માંડશો, એટલે રડવું બડવું સઘળું ઉડી જશે કાંઈ છટ્કે આકાશે!"

એ સાંભળી મને પણ હસવું આવ્યું. હરખઘેલા બની મેં કહ્યું, "ત્યારે ચાલોને. રાણીગંજ જઇએ?"

"જો, પાછા ઉતાવળા થયા" એક વડિલ, નાના બાળકને ધમકાવતી વેળા જેવી હલકે બોલે તેવી હલકે તે બોલ્યો,— "ન્હાઓ, ધૂઓ, મોજથી ભોજન કરો. બપોરે મારે પોતાને મજૂરો લઇને જવાનુંજ છે તો! મારી સાથે તમેયે આવજો."

તે દિવસ બપોરે ભોજન કર્યા બાદ પૂરૂલિયાથી ઉપડી અમે સર્વ રાણીગંજના મજુર ડેપો આગળ આવ્યા.

ત્યાં અમને શચીન્દ્રનાથનો ભેટો થયો.

શચીન્દ્રનાથ, ઉમેશચન્દ્રનો મોટો ભાઈ થાય એમ આગળ કહી ગયાનું મને યાદ છે. તે આસામમાં મજુર મોકલનાર આડતિયો હતો. તેણે તે બાબતનો પરવાનો ( લાઇસિન્સ ) મેળવેલો હતો. તેણે મારો ખૂબ આદરસત્કાર કર્યો.

ઉમેશચન્દ્ર શચીન્દ્રનાથને મારાથી કેટલેક દૂર લઈ ગયો. ત્યાં બન્ને જણાએ ખૂબ ગોઠડી કરી. કોણ જાણે શીયે વાત કરતા હશે! પણ ધીમેશથી પડદો ઉપડયો.

શચીન્દ્રબાબુ મારી પાસે આવીને બોલ્યો, "ઓહો, ગિરીશ બાબુ! તમારૂં નશીબ તો ખૂબ જોર કરતું દેખાય છે ને! કાળીઘાટની કાળીમાનાં દર્શન પણ તમારા ભાગ્યમાં લખ્યાં જણાય છે. એટલે જુઓને, આ બાજુ ચોરીચપારીનો ત્રાસ બહુ ભારી છે; તેથી રૂપિયા અહિં રાખવાનું પરવડતું નથી. આજેજ, ત્રણ ચાર હજાર

રૂપિયા હતા તે કલકત્તે મોકલી દીધા. મજુરોને લઇ હું તો કલકત્તે જવાનોજ છું. તમેયે ચાલો.

"કોઇ દહાડો જોયું છે ખરૂં? અહાહા, કેવું મોટું શહેર? પણ તમે ક્યાંથી જોયું હોય! એ તો તમે નસીબદાર કે એક પાઈ સુદ્ધાં ન ખરચતાં કલકત્તા જેવું નગર જોવાનો યોગ તમને આવી ગયો! પારંક પૈસેજ આવી ફાંકડી મુસાફરી કરવાની મળશે! યાર, નસીબ તે તો નસીબજ! આજે મીર, કાલે ફકીર."

એ એવી અજબ થાપથી બોલ્યો, કે હું રૂપિયાની વાત તો વિસર્યોજ અને કલકત્તા જોવાના ઉમંગમાં ઘેલો બન્યો. અહા! મારી ઘણા દિવસની હોંશ પૂરી પડશે! મેં આતુરતાથી પૂછ્યું, "તમે ક્યારે જવાના?"

"અરે આ ચાલ્યા, કલાક બે કલાકમાં."

એક બે કલાકમાં સર્વ તૈયારી થઈ ગઈ. બધા મજુરો કલકત્તા રવાના થવા સારૂ તત્પર થયા. અહિં પણ પુષ્કળ મજુરો એકઠા થયેલા હતા.

સૌથી પણ વધારે મજુરો પોતપોતાનું બચકું માથે મેલી ચાલતા હતા. અમે છ જણા પણ તેમની સાથેજ હતાં. સઘળાની આગળ મારો બનેવી ઉમેશ પોતાના ડેપોમાંના એક સિપાઈ સાથે ચાલતો હતો. સર્વની પાછળ શચીન્દ્રબાબુ બે પટાવાળાને સાથે લઇ આવતા હતા.

સ્ટેશન પર આગગાડી આવવાને હજુ કંઇક વાર હતી. આથી સ્ટેશન પાસેની એક ધર્મશાળામાં અમે ગાડીની રાહ જોતા બેઠા. આટલા બધાંને બેસવા સ્ટેશનપર તો ક્યાંથીજ જગા મળે?

ગાડીને વાર હતી. હું ખૂબ આનંદમાં હતો. ધર્મશાળા પાસે એક બાવાની ઝુંપડી હતી. ત્યાંથી ગાંજાચલમ ફુંકવાની મોજ મને પ્રાપ્ત થઈ. ગાંજો ફુંકતાં હું મારા મનમાંને મનમાં કાંઈ કાંઈ

સ્વપ્નાં નિરખી રહ્યો હતો.

એકએક કલાક રહીને ગાડીબાઇ આવી લાગ્યાં. ઉમેશ, શચીન્દ્ર અને પટાવાળાઓએ મળી ઝડપ ઝડપથી અમને ગાડીમાં બેસા-ડયા—ગડબ્યા. એ ગાડી ફક્ત મજુરો માટેજ હતી. તેમાં બીજા કોઇજ બેસારૂ નહોતા.

ગાડીમાં બેઠા બાદ મેં આમતેમ નજર કરી, તો મને ઉમેશ ક્યાંઈ દેખાયો નહિ. મેં શચીન્દ્રનાથને પૂછ્યું, " ઉમેશબાબુ ક્યાં ગયા ? "

શચીન્દ્રે કહ્યું, " કેમ વારૂ ? એ તો પૂરૂલિયા પાછો ગયો. "

મેં ગભરાઇને પૂછ્યું, " અને મને—મને મારા રૂપિયા કોણ આપશે ? "

"હું ! કેમ, મારા પર વિશ્વાસ નથી બેસતો ? " શચીન્દ્રનાથ મારી આવરીબ્હાવરી મુદ્રા જોઇને હસીને બોલ્યો.

એ હસવું બહુ વિચિત્ર હતું !

મેં કાંઈ જવાબ દીધો નહિ, પણ મારા મનમાં ભારે ચટપટી થઈ રહી. આ હાસ્યનો અર્થ શો ?

આ હાસ્ય સાદું તો નહોતું ! તેમાં અર્થના ભંડારો ભર્યા હતા !

પડદો પાંચમો.

# ડોલતું ભવિષ્ય!

ઉમેશ, મારો સગ્ગો બનેવી!

શચીન્દ્ર, તેનો મોટો ભાઇ!!

બન્ને આબરૂદાર ગણાતા સદ્‌ગૃહસ્થો!!!

—એમ હું વિચારી રહ્યો હતો.

મારા જીવનનાટ્યના ગયા પડદાના છેવટના ભાગમાં જે હાસ્ય વિશે મેં લખ્યું–કહ્યું હતું, એ હાસ્યે મારા મનમાં કાંઇકાંઇ ખળભળાટ મચાવી મૂકયો હતો! એ હાસ્ય તો અતિ વિચિત્ર હતું! રૂપિયા મળશે કે કેમ તે વિશે હૃદયને સશંક બનાવનારૂં એ હાસ્ય એક બાજુ, અને ઉમેશચન્દ્ર, તેનું સગપણ, તેની આબરૂ, બીજી બાજુ!

અને શચીન્દ્ર! ... ... ... ...

પણ મને ક્યાં દુનિયાનું ભાન હતું? આવા સારા માણસો અને વળી સગા વ્હાલાંમાંનાંજ,—મારી સાથે દગાઇ કરે એ મને અશક્ય લાગ્યું. હા, વખતે પાંચસો રૂપિયાની લાલચ ખોટીજ બતાવી હોય, તેને બદલે સો બસોથી પતાવી દે ખરા. એમ બનવું સંભવિત, પણ તે તદ્દનજ હથેળીમાં ચાંદ બતાવે એવું કબૂલ કરવા મારી મનોદેવતા તૈયાર નજ થઈ!

મેં મન સાથે ગાંઠ તો વાળીજ, કે ૫–૫૦ રૂપિયા જે મળે

તે લઈ સીધો ઘરનો રસ્તો માપી જવો; કદીયે વધારે લાલચમાં; ન પડવું; પણ—

અહિં એક પણ આવીને ઉભું રહ્યું!

—પણ આ દશામાં ગામના લોકો સમક્ષ કયું કાળું મોઢું લઇને રજુ થવું?

શારદાચરણ મારો ખાસ મિત્ર. તેનો બાપ પૂછે તો તેને શું જવાબ દેવો?

સુન્દરી પર મારો ખૂબ પ્રેમ હતો! તેનો ભાઈ સવાલ કરે તો કેવી રીતે સમજૂતિ આપવી?

હાય, હાય! કેવળ, કેવળ પાંચસોને ખાતર આ પાપ!

પૈસા તો ચુલામાં ગયા, પણ આ કલંક! હાય, હાય! એ —એ કાળી ટીલી કેમ ભૂસાશે?

આવા આવા વિચારો હું મન સાથે કરી રહ્યો હતો, એટલામાં એકાએક મારૂં માથું ગાડીની બારી સાથે અફળાયું!

ગાડી એક આચકા સમેત સ્ટેશન આવવાથી ઉભી રહી ગઇ હતી! એક હમાલ "હુગલી... ... ...હુગલી........" એવા શબ્દો મોટે અવાજે પોકારતો હતો.

હુગલી કલકત્તાની પાસેજ છે, એટલું તો રામનિધિ બાબુએ ભૂગોળ શીખવતાં મારા મગજમાં ઠસાવ્યું હતું ખરૂં. આથી મને લાગ્યું કે હવે અહિં ઉતરવાનું થશે.

હું એવું વિચારતોજ હતો, ત્યાં તો શચીન્દ્રનાથ અને બે પૂરબિયાઓ—ખાસ્સા લઠ્ઠપઠ્ઠ જુવાનિયાઓ હતા—સર્વ મજુરોને ગાડીમાંથી ઉતારવા લાગ્યા. અલબત્ત, મારે પણ ઉતરવુંજ પડયું.

પાસેજ બીજા પાટા પર એક ગાડી ઉભેલી હતી, કલકત્તા જવા માટે ગાડી બદલવી પડે છે, તે આજ હશે, એમ મને

લાગ્યું. મારૂં હૃદય આનન્દથી ધડકવા લાગ્યું હવે થોડા વખતમાંજ કાળીઘાટની કાળીમાનાં મને દર્શન થશે, એ વિચારે હું હરખાવા લાગ્યો.

પેલી બીજી ગાડીમાં શચીન્દ્રે ઝપાઝપ બધા મજુરોને બેસાડવા માંડ્યા. થોડી વારમાં ઝટપટ એ કામ પતાવીને મને એકલાને ગાડીના બીજા ડબ્બામાં એ લઈ ગયો. ત્યા શારદાચરણ, શાંતિ વિગેરેમાંથી કોઈ નહોતું. આ પ્રમાણે અમને છૂટાં પાડવામાં શચીન્દ્રનો શું હેતુ હશે વારૂ?

અહિંથી ગાડી ઉપડી તે પુલ પર થઈ ગંગા નદીને સામે કાંઠે આવી. અહિં એક સ્ટેશન હતું, ત્યાં ગાડી થોભી. પછી ત્યાંથી ઉપડીને તે સીધી ઉત્તર દિશા ભણી જવા લાગી.

હવે તો મને કાંઈજ શક રહ્યો નહિ. હું કલકત્તા નહિ પણ કોઈ બીજેજ અજાણે ઠેકાણે જાઉં છું—જઈ રહ્યો છું, એવું મને ભાન થયું.

ડરથી, બીકથી, મારો જીવ ઉંચોનીચો થવા લાગ્યો. છાતી ધડકવા લાગી, અને ભયંકર ચિંતા રૂપી સાગરમાં ગોથાં ખાતો હું કેટલા સમય સુધી તો બેસીજ રહ્યો.

પણ ન રહેવાયાથી કેટલીક વારે બીતાં બીતાં ધીમે સાદે મેં પૂછ્યું. "વારૂ, શચીન્દ્ર બાબુ! આપણે કયા જઈએ છીએ?"

જરા પણ આનાકાની કે અચકા વિના શચીન્દ્ર બોલ્યો, "કેમ, બીજે કયા જાય? કલકત્તે સ્તો વળી!"

મેં ગુસ્સે થઈ કહ્યું, "જૂઠું, સાવ જૂઠું! તમે મને ઠગી રહ્યા છો. આપણે કલકત્તા તરફ નથી જતા એ હું બરાબર પામી ગયો છું."

તદ્દન નાગાઈ—નફટાઈથી શચીન્દ્રે જવાબ દીધો, "પામી ગયા છોને? બસ ત્યારે, પછી પૂછવાની શી જરૂર?"

આ એની બેપરવાઈ જોઈ વધારે ચિડાઈ મેં કહ્યું, "મને મારા રૂપિયા આપો!"

પેલી વિચિત્ર રીતે હસીને શચીન્દ્રે કહ્યું, "રૂપિયા? રૂપિયા તો પુરૂલિયે આપ્યા!"

મારા ગુસ્સાનો પાર રહ્યો નહિ. આટલી બધી દગાબાજી! "આવી લુચ્ચાઇ? મારી સાથે? મને તો એક ફૂટી બદામ પણ કોઇએ દેખાડી નથી!"

શચીન્દ્ર તિરસ્કારથી હસીને બોલ્યો, "તને નહિ મળ્યા હોય તેમાં મારે શું? જેનો રૂપિયાપર હક હતો, તે તો ક્યારનો પોતાની હકની રકમ ઉપાડી ગયો."

"હક તો મારો હતો. કોણ લઇ ગયું?" મારા મનમાં ખળભળાટનો પાર નહોતો.

"બીજું કોણ લઇ જાય? બનેવી તારો!"

"તેને કેમ રૂપિયા મળ્યા? હક તો મારો હતો!" મેં જરા જોરથી કહ્યું.

"તારો વળી ક્યાંથી હક આવ્યો? તેનોજ તે રૂપિયા પર તો અધિકાર!" અહિં શચીન્દ્રે એક ભયંકર તોપગોળો છોડ્યો, "તેણેજ તમને છયે જણાંને મજુર કરીને આપ્યા છે; તો પછી રૂપિયા તેને નહિ તો કોને મળે?"

આટલું બોલી તે હસ્યો!

મારી આંખોનાં પડળ ખુલી ગયાં! હાય! કેવો ભયાનક વિશ્વાસઘાત! શું હું સ્વપ્ન તો નહોતો જોતો?

મારી આંખો આગળ અંધારૂં અંધારૂં જણાવા લાગ્યું. મારૂં ભાન ધીમે ધીમે સરકી જતું હોય એમ મને લાગ્યું.

"હું યે આ બધાં સરખો એક મજુરજ છું ત્યારે, કેમ?" અનાયાસે, કોણ જાણે કયા તંતુની આશા વડે મારી જીભ એ શબ્દો બોલી પડી.

"હે ત્યારે! મજુર નહિ તો વળી તું શું કંઈ સાહેબ બાહેબ મુઓ છે! તે વિષે કાંઇ તને શક છે? તારો બનેવીજ તને મજુર તરીકે મૂકી ગયો છેને વળી."

અંધકારની આંધીએ મને સંપૂર્ણ રીતે ઘેરી લીધો. પાંચસો રુપિયા લઈ હું, રોફભેર ઘેર જવાનાં સ્વપ્નાં નિરખતો હતો...... ત્યાં......આ તો મજુર બની હું આસામ તરફ ધકેલાતો હતો! હાય, હાય, આ શી આફત?

હાય, આ જાળમાંથી મારો છૂટકો કેમ કરી થશે? મને કાંઇયે ઉપાય સુઝ્યો નહિ.

ખૂબ વિચાર કરી મેં આખરે નરમાશથી શચીન્દ્રને કહ્યું, "ભાઈ સાહેબ, તમે મારા આટલા નજીકના સગા તેથી તો મેં તમારા પર ભરોંસો રાખી આ કામ કર્યું; અને તમેજ મારી સાથે આવો દગો રમો તે ઠીક શોભે કે?"

શચીન્દ્રે કહ્યું, "હું દગો નથી રમ્યો. દગો તો તું રમ્યો છે!"

ક્રોધ, શોક, આશ્ચર્યની મિશ્ર લાગણીઓ સાથે મેં કહ્યું, "તે કેવી રીતે વારૂ?"

"શારદાચરણ તારો ખાસ સ્નેહી! તેને તેં ફસાવ્યો!

"સુન્દરી પર તારો ખૂબ પ્રેમ! તેની સાથે તું કપટ રમ્યો!

"એ તારો દગો નહિ તો બીજું શું!"

હું શું બોલું? કયે મોંઢે બોલું? શચીન્દ્રનાથનું કહેવું સાવ સાચું હતું. હાય! હાય! મારા મિત્રદ્રોહનું આ તદ્દન યોગ્ય ફળ નહોતું?

તોયે થોડી વારે ધીરે સાદે મેં કહ્યું "પણ તે કામ સુદ્ધાં, મેં તમારા બોલ પર ભરોંસો રાખીનેજ કર્યું હતું ને?"

શચીન્દ્ર મહાશય બોલ્યા, "તું ઘેર બેઠો બેઠો બદફેલી કરે છે—બગડી ગયો છે. તારી એવી વર્તણુંક મને ઠીક નથી લાગતી, એથી તને સુધારવા સારૂ આસામ મોકલું છું. બોલ, હું તારો

સગો, તારો લાભ વિચારૂં છું કે નહિ?"

"પણ ત્યારે મને તમે પાંચસો રૂપિયાની લાલચ શા સારૂ બતાવી?"

"તેવું ન કર્યું હોત, તો તું આવતજ નહિ!"

હવે હું શું જવાબ આપું? થોડી વાર સુધી મુંગોજ બેસી રહ્યો. મારી સ્થિતિ વિચારતાં મારી આંખોમાંથી છેવટે આંસુ ઢળવા લાગ્યાં. રડતાં રડતાં શચીન્દ્રનાથના ચરણોમાં મારૂં માથું મૂકી મેં કહ્યું, "ભાઇ! માફ કરો. મેં જે કૃતઘ્નતા કરી, તેનું ફળ મને બરાબર મળી ચૂક્યું. મારે હવે રૂપિયા નથી જોઇતા, મને માત્ર છોડી દ્યો. હું ઘેર જઇશ. ઘેર જઇ હું સારી રીતે વર્તીશ. બહેકેલી નહિ કરૂં. જોઇએ તો લ્યો, સોગન્દ ખાઉં! પણ ભાઇ, ભાઈ, ......મને આસામ માં મોકલશો!"

શચીન્દ્ર થોડી વાર સુધી કંઇજ બોલ્યો નહિ. પછી બોલ્યો, "ઠીક છે, તને છોડી દઇશું. પણ આ પાંચેક મજુરની નોંધણી થયા બાદજ. ત્યાં સુધી તારે મારી સાથેજ રહેવું પડશે."

મેં ઉત્સુક્તાથી પૂછ્યું. "નોંધણી ક્યારે થશે? ક્યાં થશે?"

શચીન્દ્રે કહ્યું, "કાલે ધુવડી પહોંચ્યા પછી નોંધણી અને કરારપત્ર બેય કામ થશે."

"ત્યાંથી મારાથી પાછા કેમ કરી ફરાશે?"

મારી આતુરતાને હદ્દ નહોતી.

"ત્યાં બધા મજુરોની નોંધણી અને કરારપત્ર થયાં કે હું પાછો ફરીશ. મારી સાથે તુંયે આવી શકશે."

ડૂબતો માણસ તરણાંને ઝાલે તે ન્યાયે મેં મારા મનમાં શચીન્દ્રના શબ્દો વડે ધીરજ-હિમ્મત લેવા માંડી, પણ તે વખતે એક ધ્વનિ એવો પણ મનમાં ગણગણાટ કરી રહ્યો હતો, કે "એ શું ખરૂં હશે? જૂઠાબોલો શચીન્દ્ર પોતાનું વચન પાળશે?"

પડદો છઠ્ઠો

# નરકના વંતભરમાં

રાત પડી. અંધારૂં થયું. એ ઘોર અંધારાને ભેદીને અમારી ગાડી પોતાનો રસ્તો વટાવી રહી હતી.

મારે તે નિંદને આજે શાનું બને? આખી રાત્રિભર વિચારગ્રસ્ત હું બેસી રહ્યો. અનુતાપના અગ્નિથી મારૂં શરીર, મારૂં મન બળીઝળી રહ્યાં હતાં!

સ્હવારે પદ્મા નદીને કાંઠે અમારી ગાડી આવી લાગી. અમે વહાણમાં બેઠા. ત્યાં સુધ્ધાં મારો શારદા કે સુન્દરી કોઈ સાથે મેળાપ ન થયો. તેઓ બીજાં મજુરો સાથે વહાણના નીચેના મજલા પર બેઠાં હતાં.

પદ્મા નદીના આ પારને "દામુ કઢિયાર" ઘાટ કહે છે, પેલા પારને "સારા" ઘાટનું નામ અપાયું છે. "દામુ કઢિયાર" થી અમે "સારા" આવ્યાં. પાર ઉતરતાં બે કલાક લાગ્યા હશે.

"સારા" ઘાટે પણ અમારે માટે આગગાડી તૈયાર હતીજ. તે ગાડીમાં અમને સર્વને ઝપાઝપ બેસાડી દીધાં. ગાડી જોશભેર ચાલવા લાગી.

ભરબપોરે અમે ધૂવડી પહોંચ્યાં. સઘળાં ભૂખથી આકૂળ વ્યાકુળ થઇ ગયાં હતાં. આથી ધૂવડીમાં જ્યારે જમવાનું મળ્યું, ત્યારે સર્વેએ ખૂબ હાશ બનાવ્યો. સઘળાંએ પેટભરીને ખાધું પણ —પણ હાય! મને ખાવું ન ભાવ્યું! કેમ કરી ભાવે!

જમવા બેઠો તો ખરો, પણ કાંઈ ખવાયું નહિં.

× × × ×

ત્રીજે પહોરે એક ગોરા સાહેબ ત્યાં પધાર્યા. આ સાહેબજ નોંધણીનું કામ કરશે, એની રૂબરૂમાંજ મજુરો કરારપત્ર પર સહી કરશે એમ મને જણાયું.

તે વેળા જ્યાં ત્યાં ખૂબ ધામધૂમ મચી રહી હતી. સર્વે મજુરોને હારબંધ ઉભા રાખ્યા. શચીન્દ્રનાથ આવીને મને પણ તે હારમાં ઉભા રહેવાનું કહેવા લાગ્યો; પણ મેં કાંઇ તે ગણુકાર્યું નહિ. આથી તે ખૂબ ગુસ્સે થયો; યદ્વાતદ્વા બકવા લાગ્યો; ગાળો દેવા લાગ્યો; ધમકી આપવા લાગ્યો; પણ મેં કાંઈ દાદ દીધી નહિ.

કારણ, મને એટલું તો સમજાયું હતું, કે એકવાર નામ નોંધણીપત્રકમાં દાખલ થયું, કે ખલાસ! પછી છૂટકાની આશા રાખવી એ દરિયો પગે ચાલી ઓળંગી જવા બરાબર!

શચીન્દ્ર મારા પર એકસરખો ગાળોનો વરસાદ વરસાવી રહ્યો હતો, અને હું તે મુંગે મોઢે, નિરાંતે, ઠંડે પેટે સાંભળી રહ્યો હતો. એક કાને સાંભળી બીજે કાને કાઢી નાંખતો.

સર્વ મજુરો એક હારમાં ઉભા રહ્યા, એટલે પેલા ગોરા બડેખાંની અને તેમની વચ્ચે હિન્દીમાં સવાલજવાબ થયા.

"તમે કયાં જાઓ છો, તે તમને ખબર છે કે?"

"જી હજૂર."

"કયા જાઓ છો?"

"આસામના ચહાનાં ખેતરમાં."

"શાને સારૂ"?

"કામે—મજૂરી માટે."

"શું કામે?"

" માટી ખોદવાને. "

" બૈરાંઓને શું કામ કરવાનું ? "

" પાંદડાં તોડવાનું. "

" તમે તમારી રાજીખુશીથી જાઓ છો ? "

" જી હજૂર. "

" પોતાનીજ ઇચ્છાથી ? ".

" હા જનાબ. "

" કેમ વારુ ? "

" દેશમાં દુકાળ છે, અનાજ નથી. મજુરી મળતી નથી. એથી. "

એકસો એકવીસ મજુરો આ હારમાં ઉભા હતા. તેમાંથી સાહેબની નજીકમાં ઉભા રહેલા દશપન્દર જણાજ જવાબ તો આપતા હતા. બાકીના તો બિચારા સાહેબને જોઇનેજ ધ્રૂજવા માંડયા હતા, તો પછી જવાબ આપેજ ક્યાંથી ?

મજુરોના ઇજારદારે ( કોન્ટ્રાકટરે ) નોંધણીને વખતે ખૂબ સફાઇથી-સાહેબની આંખમાં ધૂળ નાંખી પોતાનું કામ કાઢી લીધું, એ વાત મને સમજાયા વિના રહી નહિ.

એ પછી કરારપત્ર પર મજુરોને સહી કરવી પડી. એ સહીઓ થતાં કેટલોક વખત ગયો. એ બધું થતાજ પોતાના હજુરિયાઓ સાથે સાહેબ તો વિદાય થયા.

થયું. નોંધણી થઇ, કરારપત્ર થયું : ખલાસ! સાથે મજુરોની આ જીંદગીના સુખ–સૂર્યનો પણ અસ્ત થઇ ગયો!

હવેજ પટાવાળાઓએ અને મજુરોના આડતિયાએ પોત પણ પ્રકાશ્યું. દરેકના હાથમાં એક એક લાંબી નેતરની સોટી હતી, એ નેતર વડે ફટકાવતાં ફટકાવતાં તેમણે મજુરોને જાનવર પેઠે વહાણ પર ચઢાવ્યા–તેમાં ગડગ્યા.

બીજા મજુરો પેઠે મારી કાંઇ નોંધણી થઇ નહોતી. તોયે હું પણ અલિપ્ત ન રહી શકયો. મેં શચીન્દ્રનાથની ખૂબ ખોળ કરી, પણ તે તો કયાંય અદ્દશ્યજ થઇ ગયો હતો!

મારી નોંધણી નહોતી થઇ. અને મેં કરારપત્ર પર સહી સુદ્ધાં નહોતી આપી, તોયે બે જુવાન પટાવાળાઓ મને પકડવા આવ્યા; કારણ મારા શિવાય મારા સોબતીઓ–શારદા, સુન્દરી વિગેરે કોઇ વહાણ પર ચઢવાને કબૂલ નહોતાં થતાં!

શારદા, ગોપી, ગંગા સર્વે મારી પાસે આવ્યાં અને મને વળગી પડયાં, કેમે કર્યાં તે મને છોડેજ નહિ!

હું મોટી પંચાતમાં પડયો. ઘેર જવું, કે સોબતીઓ સંગે આસામ જવું?

પાસે તો એક રાતી બદામ પણ નહોતી. રસ્તાની કાંઇ માહિતી નહોતી. ગામથી કેટલે દૂર આવ્યા તેનુંયે ભાન નહોતું; તો પછી ઘેર કયે રસ્તે જવું?

વળી, મારા સોબતીઓના કરુણ રૂદનથી–તેમના વિલાપથી મારૂં હૈયું પીગળી ગયું! હાય, આ સર્વના દુઃખનું કારણ હુંજ છું! એ બધાંને અહિં નરકયાતના ભોગવવા રાખી, હું પાછો ફરૂં?

ધિક્કાર હો એવા વિશ્વાસઘાતને! નસીબમાં હોય તે થાઓ— મેં મારા સોબતીઓને વળગી રહેવાનો નિશ્ચય કર્યો.

ખલાસ! મારા એ મિત્રો સાથે હું વહાણ પર ચઢ્યો. હોડી "હુસ હુસ" કરતી ચાલવા લાગી.

મારૂં હૃદય ધડકી રહ્યું હતું. જેને ફાંસીની શિક્ષા થઈ હોય તેવા ગુન્હેગારને વધસ્તંભે લઇ જતા હોય તેવી મારી સ્થિતિ હતી! તેટલાજ જોરથી મારૂં હૈયું ધબકતું હતું!

હાય, શું નસીબ!

પડદો પહેલો

# પહેલું અઠવાડીઉં

આગબોટ ડિબ્રુગઢ તરફ પ્રયાણ કરી રહી હતી.

આગબોટ પર નિયમ પ્રમાણે એક દાક્તર હતા. આ દાક્તર સાહેબ બહુ ભલા માણસ હતા. તેઓ જાતે બંગાળી કાયસ્થજ હતા, હોંશિયાર પણ હતા. પ્રભુકૃપાએ એમની સાથે મારી ઓળખાણ થઇ.

મેં એમને મારી સમગ્ર હકીકત કહી. મારા જીવનનાટયના ગયા પડદાઓમાં જે વસ્તુઓ વિષે મેં જણાવ્યું તે સર્વ વાતો મેં તેમને કાને નાંખી.

મારી સઘળી કહાણી સાંભળી રહીને તેમણે કહ્યું, "ગિરીશ બાબુ, પ્રભુનો ઉપકાર માનો, કે તમે તો બહુ નસીબદાર છો. તમારી નોંધણી થઈ નથી. તમે કરારપત્ર પર સહી આપી નથી. તમે ભાગ્યશાળી છો.

"નોંધણી કે કરારપત્ર એમાંની એકે ક્રિયાના પાત્ર તમે બન્યા ન હોવાને લીધે, કોઇ તમને અટકાવી શકવાનું નથી; તમને કોઈ ન રાખી શકે.–"

"પણ સાહેબ, આ કેદખાનામાથી– "

"તમે ગભરાઓ છો કેમ ? ડિબ્રુગઢ પહોંચ્યા બાદ હું જાતેજ તમારો છૂટકારો કરવાનો યત્ન કરવા ઇચ્છા રાખું છું."

દાક્તર સાહેબના આ વચનોથી જાણે મને ટાઢક વળી હોય,

એમ લાગ્યું પણ–

–પણ મારા સાબતીઓને વળગી રહેવાનો મેં ઠરાવ કરેલો હતો, તેનું શું? તેઓ ન છૂટે, તો પછી હું કેવી રીતે મુક્તિલાભ ભોગવું?

રડતાં રડતાં દાક્તર સાહેબના ચરણોમાં માથું મૂકી મેં કહ્યું, "સાહેબ, મને એકલાને માં છોડાવશો! મહેરબાની કરી મારા પાંચે સોબતીઓને પણ એ લાભ આપશો, તો તમારો ઉપકાર જન્માંતરેય નહિ ભૂલું. સાહેબ,–"

હું ખૂબ કકળતી આંતરડીથી બોલતો હતો એ જોઇ મારા તરફ વધારે લાગણી–સહાનુભૂતિ બતાવતાં દાક્તરબાબુ બોલ્યા, "એ કેમ કરી બને? તમારા સોબતીઓ તો નોંધાયા છે. તેમણે કરારપત્ર પર લેખી સહી સુધ્ધાં આપી છે હવે હું એમને કેવી રીતે છોડાવું? મારામાં એમનો છૂટકો કરવાનું સામર્થ્ય નથીજ."

"કંઈ નથી, દાક્તર સાહેબ? એમની મુક્તિ કરવા માટે કાંઈજ ઉપાય રહ્યો નથી?"

**"ઉપાય એક જણજ કરી શકે છે અને તે યમરાજા! સારા નસીબે તે જો કાંઇ કૃપા કરે તોજ છુટકારો થાય! નહિ તો દુનિયાભરમાં કોઇ શક્તિ નથી, જે એનો છુટકારો કરી શકે!"**

દાક્તર બાબુએ સીધી વાત કરી.

મારૂં હૈયું ફાટ ફાટ થવા લાગ્યું.

હાય, હાય! કયે કાળચોઘડિયે મેં ઉમેશચન્દ્ર પાસે નોકરી માંગી–કામ માંગ્યું? કયે કાળચોઘડિયે હું એની જાળમાં ફસાયો?!

હુંજ સર્વના સત્યાનાશનું કારણ થયો હતો! મારા શબ્દોમાં ભરોંસો મૂકવાથીજ આ સર્વ આ નરકમાં પડયાં હતાં!

દાક્તર સાહેબ સાથે મારે જે વાતચિત થઇ હતી તે સારા નસીબે કે માઠા નસીબે શારદાચરણે ચોરીછૂપીથી સાંભળી. એણે એ સુન્દરી, ગંગા વિગેરે સર્વને કહી. તેઓ બિચારાં ભયથી વ્યાકુળ બન્યાં, ચિંતામાં ફસાયાં!

કેટલીક વારે તેઓ મારી પાસે આવ્યાં-આંખોમાં આંસુ, ફિક્કો ચહેરો ને ધ્રૂજતું શરીર!

તેમણે અનેક પ્રકારે કાલાવાલા કરીને મને વિનંતિ કરી કે અમને છોડીને ચાલ્યા ન જશો! અમને નરકયાતનામાં સબડવા માં દેશો.

મેં તેમનું બન્યું તેટલું સાંત્વન કર્યું. તેમને ખૂબ દિલાસો આપ્યો. કહ્યું, "મારા વડેજ તમે આ ભયંકર આફતમાં આવી પડયા છો. હું તમને છોડીને એકલો કદી પાછો ન જાઉં-ઇશ્વરના સોગન્દ છે."

મારી આવી પ્રતિજ્ઞાથી, તેઓનો જીવ હેઠો પડયો-ઠર પડયો. ગરીબ બાપડાં!

બીજી બાજુ વખતસર અમારી આગબોટ ડિબ્રુગઢ આવીને ઉભી રહી. પોતાના વચનને ખાતર ભલા દાક્તરસાહેબ મારી પાસે આવ્યા અને મારા છૂટકારાનો સવાલ કાઢયો. પણ મેં તેમનો આગ્રહ કબૂલ કર્યો નહિ. તેમણે મને ખૂબ વિનંતિ કરી, કે આ આગ્રહ છોડી દ્યો, નકામા દુઃખી થવાની જરૂર નથી. પરંતુ તેમ કરતાં મને મારો આત્મા ડંખતો હતો. અત્યારેજ મારૂં હૃદય મને કોરી ખાતું હતું. મારા સોબતીઓ સાથે સહયાતના ભોગવવે તે કાંઇક શાંત પડે. મેં દાક્તર સાહેબનો ઉપકાર માન્યો, પણ તેમનું કહેવું કબૂલ કરવા સાફ ના પાડી.

પછી અમે સર્વ ફરી રેલગાડીમાં બેઠાં. તે વખતે હિલ્કા સુધી પાટા નંખાયા નહોતા. આથી અમારે ફરીથી આગગાડીમાંથી

ઉતરી જહાજમાં બેસી ત્યાં જવું પડયું.

ત્યાંથી અમે પગરસ્તે મુસાફરી કરી, હિલ્કાથી હકાલગુંડીના ચ્હાના બગીચાઓ સુધી પેદળ ગયા. વાટમાં જાણવા જોગ બન્યું નહિ.

અમે ચ્હાને બગીચે પહોંચ્યા ત્યારે શુમારે ત્રણેક વાગ્યા હતા. ત્યાં પહોંચતાજ અમારી છબી પાડવામાં આવી. અમે કાંઇ પાંચ-પચ્ચાસ નહોતા. લગભગ સવાસો હતા. આથી એકજ દિવસમાં છબી પાડવાનું કામ પૂરૂં ન થઇ શકયું. બીજે દિવસે એ કાર્યની પૂર્ણાહુતિ થઇ.

× × ×

બાગના વચલા ભાગમાં મજૂરોને રહેવા સારૂ ઘર બાંધેલાં હતાં. દરેક ઘર સાડીબાવીસ ફૂટ લાંબું અને બાર ફૂટ પહોળું હતું; અને દરેકના ચાર ચાર ખંડ કરી ઓરડીઓ બનાવી હતી.

દરેક ઓરડીમાં બે જણને રહેવાની સોઈ હતી. એક સ્ત્રી ને એક પુરૂપ રહી શકે એવીજ ગોઠવણ હતી, એમ કહો તો ચાલે. ઓરડીમાં વાંસના ખાટ હતા. તે પર સૂવાનું, કારણ શરદી બહુ. અંધારૂં પણ પુષ્કળ. હવા ભેજવાળી અને નુકસાનકારક.

આ પ્રકારની રહેવાની સગવડ હતી,–કે અગવડ ?–

અને એ પ્રકારની સફાઇદાર સગવડ ભોગવતા બારસો મજુર આ બગીચામાં કામ કરી રહ્યા હતા, એમ મેં સાંભળ્યું.

× × ×

પહેલા અઠવાડિયામાં અમારી પાસેથી કશુંજ કામ લેવામાં ન આવ્યું. ફકત સૂરજ આથમે એટલે ઇસ્પિતાલમાં જઇને એકદમ "હાજર છી હાજર સાહેબ" કરી આવવાનું.

આ સાત દિવસોમાં તો બગીચાના નોકરચાકરો પણ અમારા તરફ ખૂબ પ્રેમ બતાવતા! અમારી તરફ રૂડી વર્તણુંક ચલાવતા.

પણ ખોરાક એટલો બધો ખરાબ કે, ન પૂછો વાત! ભોજન વ્યવસ્થા એટલી તો વાંધાભરેલી હતી કે, એવી જાતના આહારનો અભ્યાસ ન હોવાથી મને બહુ મુશ્કેલી પડવા લાગી.

અમને સર્વને રસોઈ માટે એકેક વાસણ આપ્યું હતું. બળતણ માટે લાકડાં પાસેના જંગલમાંથી ભેગાં કરી આણવાં પડતાં. આસપાસ સઘળે ગાઢું જગલ હતું, એટલે ઇંધણની તો ખોટ નજ હતી.

દરેક મજૂરને દર અઠવાડિયે સીધુંસામગ્રી અપાતાં. દરેકને સાત દહાડા ચલાવવા સાડા ત્રણ શેર ચોખા, પોણો શેર દાળ, પાશેર મીઠું, નવટાંક તેલ, નવટાંક મશાલો વિગેરે જણસો આપવામાં આવતી.

આ બધી વસ્તુઓના ભાવ બાંધેલા મુકરર હતા. કરારપત્ર માંજ આ ભાવનો ઉલ્લેખ કરેલો હતો. ચોખા ત્રણ રૂપિયે મણ. બીજી વસ્તુઓના પણ ઠરાવેલાજ દર. મને યાદ નથી, નહિ તો તે ભાવ હું તમને જરૂર જણાવત.

પણ આ ત્રણ રૂપિયે મણના ચોખા નમુનેદાર હતા. ખૂબ જાડા પચેજ નહિ. કોઇનું પેટ તે ખાધે ન દુઃખ્યું હોય એવું બન્યું નથી. દર મહિને માત્ર ચોખાનોજ દરેક મજુરને અઢી રૂપિયા ખર્ચ આવતો. બીજો પરચૂરણ ખરચ જૂદો. અને પગાર?

—પગાર પાંચ રૂપિયાનો! પુરૂષને.

—પગાર ચાર રૂપિયાનો! સ્ત્રીને.

* * *

એ પ્રકારે પાંચ દિવસ સુખેદુઃખે કાઢ્યા. છઠ્ઠે દહાડે એક વિલક્ષણ બનાવ બન્યો.

ન્હાના બગીચામાં કાંઇ તેની નવાઇ નહતી. નવાઇ મને હતી, નવાઇ શારદાને હતી!

સાંજને વખતે એક અમલદાર અમારા સંઘમાંથી સુન્દરી અને ગોપી એ બે જણીને મોટા સાહેબને બંગલે તેડી જવા આવ્યો.

તેઓ અમને છોડીને જવા બિલકુલ રાજી નહોતી. આથી તે અમલદાર અને બીજા કેટલાક અનુભવી, જમાનાના ખાવેલ મજૂરો તેને ડર બતાવવા લાગ્યા–દમદાટી દેવા લાગ્યા.

પણ એ બિચારી સ્ત્રીઓનું શું ગજું? કાંઇ સતીઓ તો નહોતીજ. અને આવી ધમકીઓ? ગઇઓજ, બાપડી.

શોધ કરતાં મને સમજાયું કે તેઓ બડાસાહેબની નજરે પડી હતી. અમારી સાથે આવેલ ચાર સ્ત્રીઓમાં ગોપી અને સુન્દરી, બેજ સૌથી વધારે દેખાવડી અને તરૂણ હતી. સાહેબની નજર તેમના પર ચોંટી. બસ, થઇ ચૂક્યું?

આગળ મને સમજાયું. વ્હાનો બગીચો–એટલે બસ એવુંજ! કોઇ પણ સ્ત્રીનું ચારિત્ર્ય ત્યાં જળવાવું શક્ય નહિ! સાહેબની જેના પર નજર પડે, ચોંટે, તેને તેડાવતા. કારકુન–મુકાદમ–અમલદાર પણ તેવાજ! બાપડી મજૂર સ્ત્રીઓ શું કરે?

અમે બહુ બળ્યા, ચિડાયા, ધુંધવાયા! પણ કરીએ શું?

ગંગા અને શાંતિ મોટી ઉમ્મરનાં હતાં. તેઓના તરફ સાહેબની નજર જાય તેમ ન હતું. તે બિચારીઓ તો એકંદરે પ્રભુનો પાડ માનવા લાગી.

* * ×

તે દિવસ પછી જીંદગીભરમાં કદીયે સુન્દરી કે ગોપી બેમાંથી કોઇનાં અમને દર્શન ન થયાં!

પડદો બીજો

## એ અનુભવો !

આ પ્રમાણે અમારૂં અઠવાડિયું પસાર થયું.

આઠમે દિવસે અમારી કામકાજ પર નીમણૂંક કરવામાં આવી. એ દિવસે બગીચામાંના બીજા મજૂરો પેઠે અમે પણ પાંચ વાગ્યે ઉઠયા. પાંચથી સાત સુધીનો વખત મજુરોની હાજરી વગેરેમાં ગયો. બરાબર સાત વાગતે કામ શરૂ થયું.

અમને દરેકને એકેક કોદાળી અને એક એક કાતર આપવામાં આવી હતી. કોદાળીથી માટી ખોદવાની અને કાતર વડે ચ્હાના પાંદડાં તોડવાનાં. દરેક પુરૂપ મજુરે ૨૪૦ હાથ લાંબો અને સોળ હાથ પહોળો જમીનનો ટુકડો ફરજીયાત રીતે ખોદવો જોઇએ; તોજ તેણે જોઇતું, પૂરતું કામ આપ્યું ગણાય. બિચારા મજૂર! ગમે તેટલી તનતોડ મહેનત કરે પણ ક્યાંથી આટલું બધુંજ કામ કરવા શક્તિવાન બને? ભાગ્યેજ કોઇક નસીબદાર જીવન એટલું તો ખોદી શકતો. અને ન ખોદે, તેનો કામ પ્રમાણે પગાર ઓછોવ-તો કાપવામાં આવતો.

સ્ત્રીઓના કામનું પ્રમાણ ઓછું હતું. તેમણે ૧૬૦×૧૬ ફુટ જમીન ખોદવી જોઇએ—નહિ તો તેમનો પણ પ્રમાણ મુજબ પગાર કપાતો.

ખોદવાના કામ શિવાય બીજું પણ કામ હતું, અને તે પાંદડાં તોડવાનું. પુરૂષે બાર શેર અને સ્ત્રીએ આઠ શેર તોડવાના—

દિવસભરમાં થાય એવું એ કામ નહોતું, પણ માટી ખોદવાના કામ કરતાં એમાં મહેનત બહુજ ઓછી એ ખરૂં. પણ એ કામ કાંઈ હમ્મેશ મળતું નહિ. અમૂક મોસમેજ એ કામ કરવાનું પ્રાપ્ત થતું.

આ શિવાય બીજાં પણ કેટલાક પ્રકારનાં સહેલાં કામો હતાં, પણ તે કામ કરવાનું બહુ નસીબદારોનેજ ભાગે આવતું. એવાં કામો છેક ઓછાં હતાં.

હવે એ કામ કેમ કરવું તે કહું.

સવારે સાતથી બપોરે બાર સુધી, જેમ તેમ, મરતાં મરતાં મહેનત કર્યા બાદ (સર્વને બપોરે બે કલાક છૂટ્ટી માટે) ઘંટ વાગતો. ઘંટ વાગે ત્યાં સુધી કોઈનાથી હાથમાંની કોદાળી નીચે મૂકાય નહિ–સખત મનાઈ હતી. બારથી બેના વખતમાં બધાંયે પોતાનું ન્હાવાનું, જમવાનું વિગેરે કામ કરી લેવું જોઇએ. અને બે વાગ્યાનો ઘંટ કાને પડે તે પહેલાં કામપર ખડા થઇ જવું જોઇએ. સાંજે પાંચ વાગે બધાંને રજા મળતી.

સુખી, મોજ શોખમાં ઉછરનારો હું! કાયસ્થ કુટુંબનો નબીરો! કદીયે હાથમાં કોદાળી ઝાલેલી નહિ. આ કામથી હું ગભરાયો. પહેલે દિવસે ખૂબ ઓછુંજ કામ થયું, સ્વાભાવિકજ છે. એ દિવસની મારી હાજરી પા દિવસની પણ ગણાઇ હશે કે કેમ, રામ જાણે!

મારાં સોબતીઓની પણ એજ દશા હતી. આથી અમારો મુકાદમ ગુસ્સે ભરાઇને અમને દરેક પ્રકારની ગાળો દેવા લાગ્યો. એવી ગાળો મેં કદી સાંભળી નહોતી! તે સાંભળી મને કંઈ કંઇ થયું, પણ શું કરૂં? બીજાઓને નેતરના ફટકા પડતા જોયા; અમે તદ્દન ચૂપ રહી ગયા! મુંગે મોંઢે ઘૂંટડો ગળી ગયા.

હાય! હાય! બાપડા મજૂરો! તેમને શરીરે નેતરના સોળે સોળ પડતા હતા! કોઈ માણસ હોય–પત્થર ન હોય તો તેનું

હૃદય પીગળ્યા વગર ન રહે! અરે, રાક્ષસ પણ દ્રવી જાય! **કેટલાકને તો લોહી નીકળતું!** તોયે, દયા વિનાના પથરા જેવા મુકાદમો ચાબુકો ચલાવ્યા જતા હતા.

દહાડો આથમતાં અમારામાંના જેમણે પૂરતું કામ આપ્યું નહોતું, તેમને મુકાદમસાહેબ બડાસાહેબની હજૂરમાં લઇ ગયા.

મુકાદમનો હેવાલ પૂરો સાંભળ્યો ન સાંભળ્યો કરી, સાહેબે પોતાની સામે ઉભેલા પાંચ ૧૭ જણને ફટકા મારવા હુકમ આપ્યો.

એ ફટકા જેવા તેવા નહોતા. સડાસડ, જોરથી નેતરના ચાબખાના ફટકા! ઘણાની પીઠેથી લોહીની તસરો ફુટવા લાગી —રક્તના ફુવારા ઉડવા લાગ્યા!!! તેઓ બિચારા ગરીબડાં ઢોર પેઠે આક્રંદ કરે, રડે, કકળે, પણ શું ચાલે?

તેમની આ દશા જોઇ, આ નરપિશાચો જાનવરો પર પણ ન થઇ શકે એવા જુલમ જીવતા જાગતા માનવી પર કરતા તે નિહાળી, અમારો જીવ ખોળીયામાંથી ઉડી ગયો! કસાઇને હાથે દોરાતી ગાય પેઠે, દેવીની યજ્ઞવેદિ તરફ ખેંચાતા બકરા પેઠે, અમે થરથર કંપવા લાગ્યા!

એક બાજુ ફટકા મરાતા હતા, બીજી બાજુ દરેકના હેવાલની સુનાવણી ચાલી રહી હતી. એવામાં મારો વારો આવ્યો.

સાહેબે ડોળા કાઢી મારી તરફ જોતાં પૂછ્યું, "તેં કાંઇજ કામ કર્યું નથી. કેમ વારૂ?"

સાહેબની એ ગર્જના સાંભળી મારા તો મોતીયાજ મરી ગયા; તોયે અટકતો અચકાતો હાથ જોડી હું બોલ્યો, "હજૂર! આ કામ જીંદગીભરમાં હું પહેલીજ વાર કરૂં છું. હાથમાં કોઈ દહાડો કોદાળી ઝાલી સરખી નથી. ચારે દિવસે ટેવાઈ જતાં બરાબર કામ આપીશ. આટલી વખત જવા દો જનાબ!"

"તારી જાત કયી?"

"સેવક જાતે કાયસ્થ છે, હજૂર."

"અહો! અહિં બહુયે કાયસ્થો કામ કરે છે! તું બહુ બદમાશ દેખાય છે!"

હું છેક લળી લળીને નમ્યો. ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો, "જનાબ! એક અઠવાડિયા પૂરતી છૂટ આપો હજૂર! આઠ દિવસ પછી હું પૂરતું કામ કરી શકીશ. એટલી મહેરબાની કરો, ખુદાવિંદ!

કોણ જાણે કેમ, પણ મારી આ વિનંતિ સાહેબના મનમાં ઠસી હોય એમ લાગ્યું. તેણે કાંઇ ગુસ્સો બતાવ્યો નહિ. મેં સહેજ કાલાવાલા કરવાનું પણ જારી રાખ્યું. બે ચાર મિનિટે સાહેબ બોલ્યા, "જાઓ, મુકાદમ, આ માણસને અઠવાડિયા સુધી તમારે કાંઇ ઠપકો આપવો નહિ. પણ પછી જો પૂરતું કામ ન આપે તો—" એમ કહી સાહેબે ચાબખા તરફ આંગળી કરી.

બિચારા શારદામાં એટલી હિમ્મત મળે નહિ! તેને તો સાહેબના સવાલોનો જવાબ આપતાંયે ન આવડયું–તેનાથી માર ન ચૂકવાયો–યમદૂતોના સકંજામાંથી–ચુંગાલમાંથી ન બચાયું! તેની ચીસો સાંભળી મારૂં હૈયું બળવા લાગ્યું–કકળવા લાગ્યું!

* * * * *

પહેલો દિવસ આમ પાર પડયો, રાત પડી. રાતેયે ઉંઘ કેમ કરી આવે? એક તો વાંસના માંચડા પર ઉંઘવાનું, અને બીજું ભયંકર જીવલેણ ચિંતા!

આપણાથી તો આટલી બધી જમીન કોઇ કાળે ખોદાય, એમ લાગ્યું નહિ! કરવું કેમ? ખોદીયે નહિ, તો ચાબખાજ ખાવાના તો! આ ફિકરમાં ને ફિકરમાં રાતના સ્વપ્નાં પણ એનાંજ આવ્યાં!

પાંચનો ઘંટ વાગતાંજ ગભરાતાં ગભરાતાં ઉઠયો. મ્હોં માથું ધોઈ, દાતણ કરી હાજરી આપવા ગયો. અને સાત વાગ્યા, કે

હાથમાં લીધી કોદાળી !

એ પ્રમાણે બીજો દિવસ ગયો, ત્રીજો ગયો, ચોથો પણ ગયો. મારી ફિકર દિવસે દિવસે વધવા લાગી. આથી કામ પણ બરાબર થતું નહિ ! ફટકાનો માર ચુકવવા શું કરવું, તે હું વિચારવા લાગ્યો. પણ કાંઇ ઉપાય જડ્યો નહિ !

પ્રભુને ભરોંસેસ્તો !

## પડદો ત્રીજો

# અમારા ઉપરીઓ

મોટા સાહેબનું નામ ગુડમેન હતું. એ જાતેજ બગીચામાંના મુખ્ય અધિકારી સાહેબ હતા. બાકીના સર્વ એના હાથ તળેના ચાકરો–ગુલામો. પ્રાંતના સઘળાજ નાના મોટા અમલદારો ગુડમેન સાહેબની મુઠ્ઠી હેઠળ દબાયેલા. પોલિસખાતાનું પણ તેમજ, આથી ગુડમેન સાહેબ ચાહે તે કામ કરી શકતા—ઇચ્છે તેવી રીતે બગીચામાં વર્તી શકતા.

નવાબી અમલની બચપણમાં તો વાતોજ સાંભળી હતી—અહિં તે પ્રત્યક્ષ જોયો. અરે, નવાબી અમલ તો એના આગળ પાણીજ ભરે ! નવાબની સત્તા કરતાં તો અમારા ગુડમેન સાહેબની જોહુકમી ચારગણી ચઢે. પ્રત્યક્ષ અનુભવથીજ કહું છું.

ખરૂં જોતાં તો ગુડમેન સાહેબ કાંઇ બગીચાનો માલિક નહોતો. તે તો માત્ર એક વડો નોકર હતો. તેને આટલી બધી સત્તા, તો પછી માલિકના સામર્થ્યનું પૂછવું જ શું ?

ગુડમેન સાહેબના શબ્દકોશમાં દયા, પ્રેમ, માયા જેવા શબ્દો જરૂર નહિ હોય! જેણે એ શબ્દો વિષે કાંઈ સાંભળ્યુંયે હોય તે કદિ આવી ક્રૂરતા, મજુરો તરફ ખસુસ ન બતાવી શકે!

એની ઉમ્મર ત્રીસેક વરસની હશે. રૂપે એ ખુબસૂરત હતો એ વાતની ના નહિ કહેવાય. અંગ્રેજો ગોરી ચામડીવાળા તો બધા, પણ તેમાં ખુબસુરત તો કોઇકજ હોય છે. ધોળો રંગજ કાંઈ ખુબસૂરતીનું લક્ષણ નથી. પણ આ માણસ તો ખરેખર દેખાવડો હતો.

પણ હાય! કોણ જાણે, કે એ મીઠા મોહક રૂપ પાછળ આટલી નિર્દયતા, આટલું ઝેર, આટલું ભયંકર તત્વ રહેલું હશે ? લખ્યું છે ને, કે મધુ તિષ્ઠતિ જિવ્હાગ્રે હૃદયે તુ હલાહલમ્!

એ શયતાન હતો, ને ખુબસુરત શયતાન હતો!

× × + +

તેનાથી નીચેના સાહેબનું નામ વિલ્સન સાહેબ. કહેવાય છોટા સાહેબ, પણ હતા ધોળી દાઢીવાળા બુઢ્ઢાજી. ગુડમેન મહાશયના દાદાજી થવા જેટલી ઉમ્મર હશે. પણ મ્હોં પર મૂછો નહોતી. મુખમુદ્રા ખૂબ ભયંકર, છેક પિશાચ જેવીજ.

એ સાહેબ "અસલી ગોરા" નહોતા. યુરેઝિયન હતા. હાસ્તો, વર્ણસંકર સિવાય આવો જુલમ કોણ કરી શકે, થતો જોઇ શકે, સાંખી શકે ?

હજુ સુધી અવિવાહિત હતા. પરણવાની જરૂર પણ શી ? ચ્હાના બગીચામાંના કોઇ ગોરા અમલદારોને પરણવાની જરૂર નથી પડતી. તેઓ પરણતાયે નથી. બધું ગાડું નભ્યું જાય છે!

શિવ શિવ! એનું નામ કળિયુગ.

*  *  *  *

હવે રહ્યા બે દાક્તર સાહેબો.

મોટા દાક્તરનું નામ નટવરબાબુ. ઢાકા જીલ્લાના વતની હતા. નાતે કાયસ્થ.

એની ઉમ્મર મોટી હતી. વજન બહુ પડતું. પણ એ ઘોળામાં ધૂળ પડો! એનું એક એક પરાક્રમ સાંભળીએ, તો રૂંવાડા ખડા થાય! ત્રીસ વરસની નોકરી કરેલી, ને રીઢો બનેલો. જુલમની બાબતમાં "છોટા સાહેબ" ને ટપી જતો.

એના જેવો અત્યાચારી, દેશદ્રોહી કુલાંગાર મેં કદીયે જોયો ન હતો. એવા હોય, પછી દેશનો ઉદય કેમ કરી થાય?

એ અત્યાચારો વડેજ એણે બન્ને સાહેબોની કૃપા સંપાદન કરી હતી.

\+  \+  \+  \+

દૈત્યકુળમાં પ્રલ્હાદ, રાવણ કુળમાં વિભિષણ, અસુરોમાં બળિ રાજા: એવો હતો અતુલચંદ્ર ચટ્ટોપાધ્યાય—નાના દાક્તરસાહેબ.

એટલો બધો દયાળુ, ધર્મિષ્ઠ, સચ્ચરિત્ર માણુસ મેં મ્હાના બગીચામાં તો શું, બીજે ક્યાંય પણ જોયો નથી! પવિત્રતાની પ્રતિમા, દયાનો દરિયાવ, કરૂણાનો નિધિજ.

એણે મારા પર કરેલા ઉપકાર હું કદી નહિ ભૂલું. માટી ખોદવાનું કામ અઠવાડિયા બાદ પૂરા પ્રમાણમાં કરવાનું મેં સાહેબને વચન આપ્યું હતું ખરૂં, પણ આઠ દહાડા તો જોતજોતાંમાં પસાર થઇ ગયા. મારાથી કાંઇ પૂરૂં કામ થતું નહિ. ફટકાની શિક્ષા ચૂકવવા શું કરવું?

મેં માંદા પડવાનો ઢોંગ માંડયો. મને સડસડાટ તાવ ભરાયેલો છે એમ હું બહાર બતાવવા લાગ્યો અને કામ કરતાં કરતાં ધમ્મ

દઇને ત્યાંજ પડી ગયો; અને પડીજ રહ્યો. મારી માંદગીભરેલી સ્થિતિ જોઇ તે દિવસે કામ અધૂરૂં થવા છતાં મને કોઇ સાહેબ પાસે લઇ ગયું નહિ.

મને હૉસ્પિતાલમાં રવાના કરવામાં આવ્યો.

સારે નસીબે દવાખાને છોટા દાકતરબાબુ હતા. દાકતરબાબુએ મારી નાડ જોઇ. મારૂં શરીર તપાસવા માંડયું. હું ડરવા લાગ્યો. દાકતર મારો ઢોંગ કળી જવાના, એમ મને લાગ્યું. ન કરે નારાયણ ને એવું થાય, કામ ચૂકવવા સારૂં મેં ઢોંગ કરેલો એવી નોંધ સાહેબ પાસે જાય, તો તો પૂરા બાગ! એકને બદલે દસ ફટકા ખાવાનીજ વારી આવે.

આવી બીકથી હું બહુ ગભરાયો. ભયવિહ્વળ ચિત્તે હું અતુલબાબુ તરફ નિરખી રહ્યો હતો. પરીક્ષા કર્યા બાદ દાક્તરે મારી સામું જોઇને કહ્યું, “તને તો કશુંયે થયેલું નથી!”

બાગ લાગ્યા. હું ગભરાયો. હવે તો મોતનાજ સોદા!

મુક્તિનો કોઇ પણ માર્ગ ન દીઠો, એટલે હું રડી પડયો. મેં દાકતર બાબુને ચરણે માથું મૂકયું: અને “મને તારો, મને મારશો માં” એવા ખૂબ કાલાવાલા કર્યા.

દાકતરને મારામાં રસ લેતો જોઇ. મેં તેને મારી સમગ્ર હકીકત કહી. મોકળા મનથી બધી વિગત તેની પાસે રજુ કરી.

અતુલબાબુને દયા આવી. તેણે મને દિલાસો આપતાં કહ્યું, “હું તને નુકસાન નહિ કરૂં—તું ગભરાઇશ માં. પણ આવી રીતે તું મારી પાસે બોલીશ નહિ. ન કરે નારાયણ, ને કોઇ જોઇ ગયું —સાંભળી ગયું તો તારા બાર વાગશે. માટે સાવધ રહે.”

દાકતરના આવા દિલાસાથી મારા જીવમાં જીવ આવ્યો. મનમાં ને મનમાં તેને અનેક જાતના આશીર્વાદ દઇ હું નમ્રતાથી બોલ્યો, “દાકતર સાહેબ! ગમે તેમ કરીને પણ મને હૉસ્પિતાલમાં રાખી

લ્યો. તે શિવાય કાંઈ ઉપાય સૂજતો નથી."

દાકતર સ્હેજ વિચાર કરી બોલ્યા, "ધારો કે ચાર દિવસ તને ઇસ્પિતાલમાં રાખ્યો, પણ તોયે શું? તારા નખમાં રોગ નથી. વધારે વખત તને રાખવો પણ કેમ કરીને? અને આગળ ઉપર તું શું કરશે?"

હું શું જવાબ આપું? મુંગો ઉભો રહ્યો.

"વારૂ, ઇસ્પિતાલમાં તને ફાવવાનું પણ નથી. ત્યાં પણ તને બહુ ત્રાસ નડશે. અહિં કવીનાઇન શિવાય બીજી દવા નથી. અને સાબુચોખા શિવાય કાંઇ બીજો ખોરાક આપવામાં નહિ આવે. તારા જેવા નિરોગી અને કદાવર માણસને એટલા ખોરાક પર ટકવાનું મુસ્કેલ પડશે."

"તમેજ મારા માબાપ છો. ગમે તેમ કરીને પણ બચાવો."

"પણ મારે—"

"નહિ તો ઝેર પાઇ દો, કે એક વારનો આ યમયાતનામાંથી છૂટું. હવે તો નથી સહન થતું!" હું બેબાકળો બન્યો.

"તું તો ગાંડો થયો છે. એવા ખોટા વિચારો છોડી દે."

"દાકતર સાહેબ! આ દુઃખનો તમને ખ્યાલ નથી. અરે, એનાથી તો મોત પણ સારૂં!"

"સાંભળ, એક ઉપાય છે. થોડાઘણા પૈસા ખરચે, તો વળી કાંઇ વળે. મુકાદમને પાનસોપારી આપશે તો અડધું કામ કરવા છતાં પૂરૂં નોંધાશે. વળી જો પૈસા વેરે, તો બીજા પણ કોઈક મજૂર પોતાનું કામ પતાવી તને મદદ કરશે; એટલે ટટ્ટુ ચાલશે."

"પણ પૈસા? આ ઠેકાણે મારે પૈસા ક્યાંથી લાવવા? લખી વાંચી શકું, પણ—"

"ભણેલો છે?" દાકતરે પૂછયું.

"હા જી, જાતે કાયસ્થ છું, હિસાબકિતાબ પણ રાખી શકું

છું. કાંઇક કારકુનગિરી અપાવો તો મોટી મહેરબાની થાય."

અતુલબાબુએ કહ્યું, "એ કામ મારાથી બને તેવું નથી. મજુરોની બડી ખોટ છે. તો પણ મુકાદમને ભલામણ કરીશ, એટલે તે તને ઓછી મહેનતનું કામ સોંપશે. તારી પાસે પાંદડાં ચુંટાવશે."

હે પ્રભુ! એ ઉપકાર હું કેમ ભૂલું? એ ભલા દાક્તરે તેમ કરીને આખરે મારી ફિકર મટાડી. બે ત્રણ દિવસ હું દવાખાને રહ્યો. અહા! કેટલી ભલાઇ! બિચારો અતુલબાબુ પોતાના ખોરાકમાંથી થોડોક મને મોકલતો. એ ઉપકાર કેમ ભૂલાય?

ઇસ્પિતાલમાંથી મારી રવાનગી કરતી વેળા તેણે મુકાદમને બોલાવ્યો. મને ઓછી મહેનતનું કામ સોંપવા સારૂ તેને ભલામણ કરી. તે પછી પણ મારી પાસે આવીને મને કહ્યું, "મુકાદમ આપે, તે કામ પણ તારાથી પૂરૂં નહિ થાય. લે આ બે રૂપિયા, પાન સોપારી માટે એનો ઉપયોગ કરજે–તને કહ્યા પ્રમાણે."

હું સ્તબ્ધ બની ગયો! એ શું મર્ત્ય લોકનું કોઈ માનવી બોલતું હતું? કે સ્વર્ગથી ફિરિસ્તો ઉતરી આવ્યો હતો? ખરેખર કોઇ શાપભ્રષ્ટ દેવજ, મને લાગ્યું. કોઇ પૂર્વનો સંસ્કારી જીવ!

એવાંના પુણ્યેજ દુનિયા નિભે છે, નહિ તો કયારેનીયે ડૂબી ગઇ હોત–પ્રલયસાગરમાં ગોથાં ખાતી હોત.

× + × × ×

પણ મેં નાગેશ્વર બાબુનો હેવાલ હજુ કહ્યો નહિ.

નાગેશ્વરબાબુ જાતના હજામ હતા. બગીચાની ઓફિસ–કચેરીના તે મુખ્ય કારભારી હતા.

નાગેશ્વરબાબુ રંગરાગ પારખી પોતાના ઉપરીઓની મરજી અનુસાર વર્તી તેમની કૃપા સંપાદન કરવાની કળામાં એક્કા હતા.

તેનામાં એજ એક હુન્નર હતો, એમ નહોતું. ગમે તે રસ્તે પૈસા કેમ મેળવવા તે આવડત પણ તેનામાં હતી. તે વેળા પાપ,

પુણ્ય, દયા, ક્રૂરતા, માણસાઇ, સખતાઇ કશા તરફ તેમને જોવાની જરૂર પડતી નહિ.

મને કોઇએ એમ પણ કહ્યું હતું, કે નાગેશ્વરબાબુએ મેળવેલો પૈસો ભોગવવાને કોઇ નહોતું. તેમને પેટે ફરજંદ નહોતું, અને છતાંયે, વૃદ્ધ વયે પૈસાનો લોભ જે પ્રમાણમાં વધ્યો હતો, તેજ પ્રમાણમાં માણસાઇનો લોપ થયો હતો.

મુકાદમને નામે ઓળખાતા, મજુરોને દુઃખ દેનારા ખરેખરા યમદૂતો આ નાગેશ્વરબાબુનાજ હાથ હેઠળ હતા.



પડદો ચોથો

## એક ઘાત ગઇ

લક્ષ્મી ! કળિયુગ ! મોહ !

પૈસો એ અજબ શક્તિ છે.

દાક્તરબાબુએ આપેલ બે રૂપિયાનીજ વાત કરીએ, તો એટલી નાની રકમ પણ એક માણસના સ્વભાવમાં કેટલો ફેરફાર કરી શકે છે ?

એ બે રૂપિઆમાંથી થોડો થોડો પ્રસાદ મુકાદમ સાહેબના હાથમાં જઇ પડવા લાગ્યો, એટલે મારૂં કામ, થાય ગમે તેટલું,

તોયે પૂરૂંજ નોંધાવા લાગ્યું. રાતે આસાયેશ મળતો, અને તે આ લક્ષ્મીજીનેજ પ્રતાપે !

પણ એ બે રૂપિયા કાંઇ જન્મારો ટકવાના હતા? એક અઠવાડિયામાં તે મારા ગજવામાંથી મુસાફરી કરી મુકાદમ સાહેબના ગજવા તરફ પધારી ગયા. બીજી બાજુ મારી પાસે પૈસા છે, એવું જોઇને તે કઢાવવા માટે મુકાદમ સાહેબે એક સરખો પ્રયત્ન ચાલુ કર્યો. કોઈ દિવસ લાંચ ન આપીએ, એટલે તે ફરી કામનો બોજો અસહ્ય ભાર માથે નાંખતો !

આથી એક દિવસ મેં તેની સાથે એકાંત મેળવી તેને મારી ખરી હકીકત નમ્રપણે, ખૂબ આજીજીઓ સાથે કહી. મેં જણાવ્યું, "મુકાદમ સાહેબ ! મારી પાસે હતું, તે સર્વ મેં તમારેજ સ્વાધીન કર્યું છે, જનાબ ! હવે ઝેર ખાવાનેયે ફૂટી બદામ નથી રહી. પાસે પૈસા ન હોવાથી તે મેળવવા તો અહિં આવવું પડયું છે ! કાંઇ ઘેરથી દલ્લા લઇને અહિં તેનો ઉપભોગ કરવા હું આવ્યો છું ? માટે, હજુર, દયા કરવી જોઇએ."

ગુસ્સે થઇને મુકાદમે કહ્યું, "ઠીક છે, ત્યારે કામ કર અને પૈસા મેળવ. બધા મજૂર જેવો તુંયે મજૂર છે. બધા જેટલું કામ કર. મારી કે કોઈની ખુશામત શા સારૂ જોઇએ ?"

"પણ જનાબ ! મારા કુટુંબમાંથી કોઇએ આવું વૈતરૂં કર્યું નથી ! હું કાંઇ હાથે કરીને કામ ટાળું છું ? ના, ના, સાહેબ ! મારાથી તો કામ થતુંજ નથી. કાંઇ હિસાબકિતાબ અથવા લખવાનું કામ હોત, તો હું ચોવીસે કલાક કરવાને તૈયાર થાઉં."

બીજા મજૂરો કરતાં તો એકંદરે તો મારૂં નસીબ ચઢિયાતું ખરૂં. મારી ઇચ્છા ઘણુંખરૂં બર આવતી. અહિં પણ દૈવયોગે તેવુંજ બની આવ્યું. મેં કરેલી આજીજી વડે હોય, કે પછી મારા પૈસા ખાધેલા તેની શરમ વડે હોય, પણ મુકાદમ સાહેબે મારા

તરફ લાગણી દર્શાવી. તેમણે એક ઉપાય પણ સૂચવ્યો.

"તું તો ભણેલો દેખાય છે. તો એમ કર. એક રાત્રિશાળા ઉઘાડ. અહિં ઘણા મજૂરોને લખતાં વાંચતાં શીખવાની ઈચ્છા—હોંશ છે. તેઓ તારે ત્યાં ભણવા આવશે. તને ચાર પૈસા પણ મળશે, ને એ કામ થશે. કેમ, એ બાબતમાં ખટપટ કરૂં?"

તદ્દન મરણતોલ થઇ ગયેલા રોગીના મુખમાં અમૃતનાં બે ટીપાં પડતાં જે સ્થિતિ થાય તેવીજ જાણે મારી થઇ! મારો આનંદ ગગનમાં માયો નહિ!

અધીરા સ્વરે મેં કહ્યું, "મુકાદમ સાહેબ! હું તમારો કેટલો ઉપકાર માનું? ખરેખર, બાબુજી! તમે મારા જીવનદાતાજ છો! બાબુ સાહેબ, મારૂં એટલું કામ કરશો તો હું સદાનો તમારો ઋણી બનીશ. નિશાળના મળતરમાં રૂપિયે દશ આના તમારા, ફક્ત છજ આના હું લઇશ. અહાહા! મુકાદમ સાહેબ! તમારો પાડ કેમ પાછો વળાશે?"

મેં તે રાતથી નિશાળ શરૂ કરી. મુકાદમ બાબુની ખટપટ વડે દશ બાર મજૂરો મારા નિશાળીયા બન્યા. મહિનામાં તો એ આંકડો ચાળીસ સુધી ગયો, દરેકની ફી બે આના રાખેલી હતી.

ફી વસુલ કરવા વિગેરેની ખટપટ મારે નહોતી કરવી પડતી. પગારને દિવસે મુકાદમ સાહેબ જાતેજ મજૂરોના પગારમાંથી બબ્બે આના કાપી લેતા અને એકઠી થતી રકમમાંથી ઘણીખરી પોતાને માટે રાખી મને જરાતરા આપતા. હા, એટલું થયું, કે મારે હવે ચાબુકના સપાટાની—નેતરના ફટકાની બ્હીક જતી રહી. ગમે તેટલું કામ થાય, તેનો સવાલ નહોતો. કામ પૂરૂંજ નોંધાતું. વળી મારા કેટલાક ગુરૂભક્ત નિશાળીઆઓ પણ માટી ખોદવાના કામમાં મને મદદ દેતા.

એક વાત કહેવી ભૂલી ગયો તે અહિંજ જણાવી દઉં.

નિશાળ કાઢતાં પહેલાં ઘેરથી, મોટાભાઈના કાલાવાલા કરી તેમની પાસેથી પૈસા મંગાવવાનો મેં વિચાર કર્યો હતો, અને તે માટે કાગળ લખવાનો ઇરાદો હતો. પણ ન્હાના બગીચામાંથી બહારગામ કાગળપત્ર મોકલવા એ કાંઈ જેવીતેવી વાત નહોતી.

બે કાગળો લખ્યા પણ તે આપણા બુઢ્ઢા હજામભાઇ—નાગેશ્વરબાબુએ જોઈ વાંચીને ચીરી નાખ્યા. એક પત્ર પણ રવાના થયો નહિ.

આખરે મેં એક બીજો ઉપાય શોધી કાઢ્યો. અમારા બગીચા આગળ એક જૂના ઘરડા મજૂરે દારૂનું પીઠું કાઢેલું હતું. તેની દુકાને મારી આવજા થતી. આ મજૂરને સાધવાનું મેં ધાર્યું.

તેને ચાર આના આપવાનું ઠરાવ્યું અને બહુજ છૂપી રીતે તેની મારફતે મારા મોટાભાઈ પર મેં એક કાગળ લખ્યો.

કાગળ લખ્યાને મહિનોએક વીત્યો હશે, એટલે મારે નામે અઢાર રૂપીયાની ટપાલી હુંડી (મનીઑર્ડર) આવી છે, એમ મેં સાંભળ્યું. પણ એ હુંડીના પૈસા કાંઇ મને મળ્યા નહિ!

ખબર કાઢતાં માલૂમ પડયું, કે એ પૈસા તો બડાસાહેબની પાસે જમા થયા છે. આ જોઇ મને બહુ નવાઈ લાગી.

તુરંગમાંના કેદીઓ કરતાંએ અમારી સ્થિતિ બુરી ખરી! કોઇને કાગળ ન લખાય, મનીઑર્ડર આવે તો તેના પૈસા પણ ન મળે, અને કેદીઓ કરતાંયે ખાવાનું તો વધારે કંગાળ! કેદીઓ માંદા પડે તો તેમને તો દવાદારૂ પણ મળે છે. અહિં તો દવાખાનાને નામે ફારસ હતો! તુરંગ બાંધતાં પહેલાં હવાદાર, ઉજાસવાળી જગા પસંદ થાય છે! પણ આસામના આ ન્હાના બગીચાઓનાં હવાપાણી એવાં ભયંકર છે, કે રામ જાણે એવી બીજી જગા દુનિયાના પડ પર હશે કે કેમ તે તો! ખરેજ, ન્હાના બગીચામાં કામ કરવા કરતાં તો ખૂન કે ચોરી કરી કેદમાં

જવું સારૂં!

અહિં કાંઈ પણ અપરાધ વિના બિચારા નિર્દોષ મજૂરોને વગર વાંકે કેદીઓ કરતાં બૂરી, અરે પ્રત્યક્ષ નરકની યાતનાજ ભોગવવી પડે છે! અને વાંક તેમની ગરીબાઇનો જ ને?

મારી ટપાલી હુંડીના પૈસા મને ન મળતાં સાહેબને ત્યાં જમે થયા એ સાંભળી મને બહુ ફિકર પડી. હવે એ પૈસા મેળવવા શી યુક્તિ કરવી તે વિશે ખૂબ વિચાર કર્યાં, પણ કાંઈ સૂઝયું નહિ! મેં ઘણાની સલાહ લીધી, પણ કોઇએ સાહેબ પાસે જવાની સમ્મતિ ન આપી. દરેકે કહ્યું, કે "પૈસા તો ઠેકાણે રહ્યા, ઉલટું ખાસડાં ખાવા પડશે."

પણ મારાથી એ લોભ છોડાયો નહિ. અત્યાર સુધી નસીબ મદદ કરતું, આ બાબતમાંયે તેમ નહિ થાય? એક વાર સાહેબને પૂછી તો જોવુંજ, એવું મેં ઠરાવ્યું.

એક દિવસ સાહસ કરી સાહેબ પાસે ગયો. હાથ જોડીને કહ્યું, "હજૂર! ઘેરથી મારે નામે ટપાલી હુંડી આવી છે. તે પૈસા મને અપાવવાનો હુકમ જનાબે કરવો જોઇએ."

સાહેબ પોતાની સિંહ જેવી આંખો વડે ઘૂરકિયાં કરતાં બોલ્યા, "તુમ બડે બદમાશ હો! તુમેરેકું ઈધર પૈસેકી કયા ઝરૂર?"

હું ધ્રૂજતો ધ્રૂજતો બોલ્યો, "ખુદાવિંદ! પૈસાની જરૂર તો બધાંને પડે. મને પૈસાની જરૂર નહોત તો હું ખાવિંદના બગીચામાં મજૂરી કરવા કેવી રીતે આવું?

મારા આ જવાબથી તો ખાવિન્દે હાથમાં નેતરની સોટી લઇને મારા પર હલ્લો કર્યો. જીવ બચાવવાનો બીજો કોઈ રસ્તો ન સૂઝવાથી હું તો ઉભી પૂંછડીએ નાઠો. જેમતેમ કરી મારમાંથી બચ્યો.

એ વાતને પખવાડિયું વીતી ગયું. દરેકની પાસે મારાં રોદણાં રડતો. પણ કોઇ મને મારા છૂટકારાનો માર્ગ બતાવી શકતું નહિ.

મારો બધો ભરોંસો પેલા ફિરિસ્તા પર હતો—નાના દાકતરબાબુ અતુલચન્દ્ર પર. તેમની પાસે હું મારાં દુઃખ ગાતો, પણ તે બિચારો લાગણી બતાવતો—બીજું શું કરે ? તેનેયે કાંઇ ઉપાય જડતો નહિ.

આખરે એક દિવસ મને ખાસ તેડવા મોકલ્યું. મને, બોલાવીને કહ્યું, “બડા સાહેબ ટિફિન—નાસ્તો કરીને જ્યારે કચેરીમાં આવે છે ત્યારે ખુશમિજાજમાં હોય છે. એ વેળા તું એને મળ. ફરી આજીજી કર અને રાંધવા સારૂ વાસણકુસણ નથી તેથી પૈસા મંગાવ્યા હતા, એમ જણાવ. વાસણ વગર બહુ આપદા પડે છે અને બિલકુલ ફાવતું નથી એવી અરજ કર. જો લાગ્યું તો તીર, નહિ તો તુક્કો !”

એ તક સાધી ખૂબ કાલાવાલા કરી મેં કહ્યું, “જનાબ! મારી પાસે વાસણકુસણ નથી. માટલામાં રાંધવું પડે છે, તેથી વાસણ સારૂ ઘેરથી પૈસા મંગાવેલા. તેથી માબાપ ! દયા કરીને પૈસા અપાવો. એટલી કૃપા કરો! તમેજ મારો ને તમેજ તારો જનાબ ! મને એટલા મારા ટપાલી હૂંડીના પૈસા અપાવો હજૂર ! હું પરમેશ્વર પાસે તમારૂં લાંબું આયુષ્ય માગ્યા કરીશ.”

હજૂર સ્હેજ હસીને બોલ્યા, “ખરૂં બોલે છે કે, લુચ્ચા ?”

ખૂબ લળી લળીને નમન નમતાં મેં કહ્યું, “હજૂર પાસે કોઇની જૂઠું બોલવાની હિમ્મત છે ખરી ?”

પ્રભુનું કરવું, તે મારૂં કહેવું એને ગળે ઉતર્યું.

નાગેશ્વરબાબુને બોલાવી પૂછ્યું, “આ મજુરને નામે કાંઇ પૈસા જમા છે કે ?”

“જી હજૂર !” જવાબ મળ્યો.

“તો તે એને આપી દે.”

પછી મારા તરફ વળી સાહેબે પૂછ્યું, “ગદ્ધા ! તને સહી કરતાં આવડે છે ?”

એટલામાં નાગેશ્વરબાબુએ માથું માર્યું અને બધો ધાટ બગાડી નાંખ્યો. "હજૂર! આ મજુરને તો સારૂં લખતાં વાંચતાં આવડે છે. લુચ્ચાએ એક રાત્રિશાળા કાઢી છે અને બધા મજૂરોને વાંચતાં લખતાં ભણાવે છે!"

થયું. ભોગ લાગ્યા. નાગેશ્વરને મોંઢે આ વાત સાંભળી સાહેબનો ચહેરો ફેરવાઇ ગયો. તેનો લાલચોળ ચહેરો જોઈ મારાં હાંજાં ગગડી ગયાં!

સાહેબ બૂટ ઠોકતા બોલ્યા, "શુંઉંઉંઉં! તું, હરામખોર, મજૂરોને લખતાં વાંચતાં શીખવે છે? મારા બધા મજૂરોને બગાડે છે! હાય! હાય! આ તો બડો દગો થયો!"

અગ્નિવરસતી આંખોએ નાગેશ્વર તરફ જોઇ સાહેબ બરાડયા, "યૂ સુવર ગદ્ધા! આટલા દિવસ કેમ એ વાત છુપાવી રાખી?"

નાગેશ્વરબાબુ થરથર કાંપવા લાગ્યા. હવે શું થશે, તે કાંઇ મને સમજાયું નહિ! હું જમીન પર લાંબો થઇને સાહેબના ચરણોમાં આળોટી પડયો, કહ્યું "ખુદાવિન્દ! મારાથી અજાણતાં ગુન્હો થઈ ગયો! આજથી કાન આમળું છું! એવું પાપ હવે નહિ કરૂં. મજૂરોને શીખવેલું છે તે તેઓ જલદી ભૂલી જાય એવી તજવીજ કરીશ. જનાબ! આટલી વેળા માફ કરો."

સાહેબ જરા શાંત પડયા, "યૂ લુચ્ચા!—"

"જનાબ! આટલી વાર જવા દો. બધું શીખેલું પાછું ઓકાવીશ—"

સહેજ હસીને સાહેબ બોલ્યા "અચ્છા! જાવ, ઐસા કરો."

એક ઘાત ગઈ. એક જીવલેણ સંકટ તરી પાર ઉતરવા હું પરમેશ્વરનો ખૂબ આભાર માનવા લાગ્યો.

મનમાં હરખાતા હું અને નાગેશ્વરબાબુ સાહેબની કચેરીમાંથી રસ્તો માપી ગયા!

'પડદો પાંચમો

## નાસવાની બાજી

**મ્હાનો બગીચો-એટલે નરક, જીવતું જાગતું નરક!**

ત્યાં વ્યભિચારનું જોર, જુલમનું જોર; અને દારૂનુંયે તેટલુંજ પ્રાબલ્ય!

પછી ગુન્હા કેમ ન થાય?

જ્યારે ગુન્હા અથવા ટંટોફિસાદ થતા, ત્યારે અલબત્ત ઈન્સાફ આપવાની જરૂર પડતી. આવા ઈન્સાફી ફેંસલાના કામોમાં કોઇક વાર બડાસાહેબ, તો કોઇકવાર છોટાસાહેબ કાજી થઇને બેસતા. વિચારને અંતે જે અપરાધી ઠરતું તેને યથાયોગ્ય સજા કરવામાં આવતી. પણ આ "યથાયોગ્ય" નો અર્થ જૂદો સમજવો-યથાયોગ્ય એટલે સાહેબની મરજીમાં આવે તે.

સજા કયી જાતની કરવી તે તો જાણે યુક્લિડની ભૂમિતિના સિધ્ધાંત પ્રમાણે પહેલેથીજ નક્કી કરી મૂકેલું હતું. ફટકાના માર શિવાય "આ કાળા પાજી બગ્ગર નેટિવ લોકો" કદી સીધા દોર થાયજ નહિ. એવી આ બન્ને સાહેબોની મહાન શોધના પાયા પરજ બધી સજાઓ રચાતી.

સજા ગુન્હાના પ્રમાણમાં વત્તીઓછી થતી. કયાં તો પીઠ પર, કે પછી નિતંબ પર ફટકા મારવામાં આવતા-જેવી સજા તેવા ને તેટલા ફટકા.

સર્વ અનર્થનું કારણ ઘણુંખરૂં સ્ત્રીઓ હોય છે એ આખી

દુનિયાએ સ્વીકારેલો નિયમ છે. જર, જોરૂ અને જમીન એવી દુનિયાની કહેવત પણ છે. આ નિયમ કાંઇ અહિં લાગુ ન પડે એવું કાંઇ નહતું. અમારો બગીચો એ નિયમના અપવાદ રૂપે નહોતો.

મજૂરોમાં જે ટંટાબખેડા ઉઠતા. તેનું કારણ ઘણે ભાગે સ્ત્રીઓજ માલુમ પડતી.

શારદાચરણબાબુ અહિં આવ્યા બાદ તરતજ પોતાની અતિપ્રિય ગોપીબાઇને ગુમાવી બેઠા. આથી તેઓ સાહેબ કોઇ બીજી સુન્દરીની શોધ માટે અહિં તહિં કોલ્હાની પેઠે ભટકવા લાગ્યા. પરિણામ શું થયું તે સાંભળો.

પોતાની મીઠી મોહક વાણી વડે ભૂલથાપ દઇ સ્ત્રીઓને ભૂરકવાની કળા તેને સારી પેઠે આવડતી. તે દેખાવડો પણ હતો. બચપણથીજ એના ચાળા એવા હતા. કોઈ તરૂણીને સાધવી એ તેને મન રમત જેવું હતું.

બગીચામાં એક મુકાદમે રેવતી નામની એક સ્ત્રી રાખેલી હતી. શારદાચરણની નજર તેના પર ચોંટી. યુક્તિપ્રયુક્તિથી પોતાની ઇચ્છા તેણે પાર પાડી.

પણ એ વાત ક્યાં સુધી ગુપ્ત રહે?

મુકાદમ સાહેબ લાલચોળ થઈ ગયા. કેવો ભયંકર ગુન્હો! મુકાદમે સાહેબ પાસે ફરીયાદ કરી.

ખુદ બડાસાહેબ ખટલાની તપાસ માટે બેઠા. ઘણાક સાક્ષીઓની જુબાની લીધી. હું અને શારદાચરણ એકજ ઘરમાં રહેતા, તેથી મારે પણ સાક્ષી આપવી પડી.

શારદાચરણની વિરૂદ્ધ સાચી સાક્ષી આપવા જેટલું નીતિબળ મારામાં ક્યાંથી હોય? મેં તેની તરફેણમાં જૂઠી સાક્ષી આપી; પણ એ પોગળ પકડાયા વિના ન રહ્યું.

ખૂદ રેવતીએ પોતાની જુબાનીમાં સઘળી સાચેસાચી બિના કબૂલ કરી દીધી. બડાસાહેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ.

તત્કાળ હુકમ થયો, "એ લુચ્ચાને થાંભલા સાથે બાંધી ફટકા લગાવો."

એ ભયંકર દેખાવ કેમ કરી વર્ણવું? શારદાને એક થાંભલા સાથે કચકચાવીને બાંધ્યો! તેને આમતેમ સહેજ હાલવાનેયે અવકાશ નહિ! ફરિયાદ કરનાર મુકાદમે ફટકા મારવા માંડ્યા. સાહેબે જોરથી ફટકારવા ન કહ્યું હોય તોયે શું? અદેખાઈની આગથી ઝળઝાળ થનારો મુકાદમ સહેલથી શારદાને છોડે તેમ હતું?

વાંદરાના હાથમાં મશાલ. સડાસડ, સડાસડ, અંગ તરફ ન જોતાં મુકાદમ ફટાકાવ્યો ગયો.

ચાબખો કાંઇ જેવો તેવો ન હતો. શારદાને શરીરેથી લોહીની છોળ ઉડવા લાગી. વેદના સહન ન થવાથી શારદાચરણ મોટેથી બૂમબરાડા પાડવા લાગ્યો!

અને જોનારા બધા હસતા હતા! જોનારાઓમાં હું પણ હતોજ. મારાથી એ કેમ જોવાય? મારૂં હૃદય ફાટી જવા લાગ્યું. જાણે આંખે તમ્મર આવ્યા હોય તેમ અંધારૂં દેખાવા લાગ્યું. માથું ભમવા લાગ્યું. હું ઉભો હતો, તે ધમ્મ દઇને બેસી પડયો.

સજા પૂરી થતાં શારદાને છોડયો, પણ તેનામાં જોર ક્યાં હતું? જેમ તેમ તે અડધો પડધો ઉભો થયો, પાછો પટકાયો. એક બે સદયહૃદય મજૂરો, તેનો હાથ પકડી તેને ચલાવતા ચલાવતા ઘેર લઇ ગયા.

શારદાની સજા પૂરી થતાં જ સાહેબની નજર મારી તરફ વળી. તેમના ડોળા લાલચોળ હતા. હું બ્હીકથી થરથર ધ્રૂજવા લાગ્યો.

મને દશ ફટકાની સજા થઈ; કારણ જૂઠી જુબાની આપ-

વાનોજ મારો તો ગુન્હો હતો. સારે નસીબે ફટકા મારવાનું કામ પણ મારા ઉપકારના ભાર તળે દબાયેલા પેલા મુકાદમસાહેબને સોંપાયું. આથી મને ઝાઝું ખમવું ન પડયું. ખરૂં કહું છું, ત્હાના બગીચામાં હુંજ સૌથી વધારે નસીબદાર મજૂર હઈશ !

મને ફટકા તો હંટરથી મારવામાં આવ્યા, પણ મેં પૂરો ઢોંગ ભજવવામાં કાંઇ બાકી ન રાખ્યું. અસહ્ય દુઃખ થયું હોય એમ ચીસ પાડી હું પણ જમીન પર ઝીંકાયો ! અવાજથી, બરાડાથી ચારે દિશા મેં ગજાવી મૂકી !

બપોરે અમને શિક્ષા થયેલી. તે દિવસે તો નહિજ, અને બીજે દિવસે પણ અમે કામે નહિ ગયા. શારદાની તો બિચારાની સ્થિતિજ નહોતી કે કામે જાય. હું પણ ઢોંગ કરીને પડી રહ્યો. ઓરડીમાં અમારા બે શિવાય કોઇ નહોતું.

આસપાસમાં કોઈ સાંભળે તેવું નથી, એવું જોઈ શારદાચરણ ધીમે સ્વરે કહેવા લાગ્યો, “ભાઇ ગિરીશ ! આ ભયંકર દુઃખ તો આપણાથી સહન નથી થતું. આ જુલમ કેમ સાંખ્યો જાય ? ગમે તેમ કરીને પણ અહિંથી છટકવાનો ઉપાય કરવોજ જોઇએ. થવાનું હોય તે થાય, વિધાતાએ કપાળે લખ્યું હશે તે તો બનવાનુંજ છે. તો પછી શા માટે પ્રયત્ન કરી ન જોવો ?”

“પ્રયત્નથી શું વળવાનું છે ?” હું નિરાશાથી ભરચક સ્વરે બોલ્યો, “આ ત્રણે બાજુ દૂર દૂર સુધી જામેલું ગાઢું જંગલ છે. ચોથી બાજુ અભેદ્ય પર્વતમાળા છે. એકજ રસ્તો છે,–ડિબ્રુગઢ જવાનો. પણ તે રસ્તે જવું એ તો મોતનાજ સોદા !—”

શારદા વચમાંજ બોલ્યો, “કારણ ?”

“કારણ ? પકડાવાનો ડર. પકડાઇ જવાનો પૂરેપૂરો સંભવ એ રસ્તે જવામાં છે. જંગલને રસ્તે પણ વચમાં ડિહીંગ નદી આડી આવે છે. આ ડિબ્રુગઢને રસ્તે નાસી જવાના યત્નો થયેલા, એમ

મને છોટા દાકતરબાબુ કહેતા હતા. પણ ગરીબ બિચારા! સઘળા પકડાયેલા અને તેમને ભયંકર સજા થઇ હતી. કેટલાક તો બાપડા વગર મોતે એ માર વડેજ ઇસ્પિતાલમાં સબડી સબડીને મરી ગયા—"

"ત્યારે જંગલવાટે જઇએ," શારદા બોલ્યો.

"વનવગડાનો રસ્તો. પહાડ આવે. ખીણ આવે. ભયંકર નેળા આવે! વચ્ચે વાઘવરૂ જેવા રાની, ફાડી ખાનારાં પ્રાણીના પંજામાં સપડાયા કે થઈ ચૂક્યું! પછી ઘેર જવાની અને જીવવાની આશા પર પાણી મૂકવાનું,—"

"પણ તે કાંઇ આનાથી કઠણ નથી. ખરે, ગિરીશ, ભાઈ! આવા જુલમ વેઠવા કરતાં તો વાઘના પંજામાં પડી એક વારનું મોત સ્વીકારી લેવું એજ વધારે સુખદાયક છે. આપણા નસીબમાં વાઘવરૂના ભોગ થવાનું લખ્યું હશે, તેને આપણે શું કરીશું? આયુષ્યની દોરી તૂટી હશે તો અહિંયે સાપ ડસી જશે. નહિ તો વાઘની ગુફામાં હઈશું તો ત્યાંયે તે બિલાડી પેઠે શાંત બેસી રહેશે."

"માની લઇએ કે જંગલ તરી પાર ઉતર્યા. તોયે શું? નદી પાર કેમ ઉતરવું? પાસ બતાવ્યા વિના કાંઇ કોઇ આપણને પેલે તીરે પહોંચાડવાનું છે?"

"ગિરીશ, તારૂં બોલવું સાંભળી મને બહુજ નવાઇ લાગે છે. કયાં તો તું ગાંડો થયો છે—અથવા તો પછી બાયલોજ બની ગયેલો દીસે છે. તારી પાસે પૈસા કયાં નથી? અને પૈસાને જોરે આ દુનિયામાં શું નથી કરી શકાતું? પાનસોપારી વડે ઘાટ પરના માણસને સાધવાજ પડે. એ વાત કાંઇ બને?"

"અને રસ્તે ખાધા વગર ચાલશે કે? પૈસા લાંચ આપવા સંઘરીશું, તો વાટમાં ભૂખે મરવાનો વારો આવશે!" મેં સાચી બ્હીક બતાવી.

" જા, જા, ગાંડા! તારી પાસે કેટલા રૂપીયા છે તે તો કહે!"

" નિશાળના આઠ, અને ટપાલી હુંડી રૂપે આવેલા અઢાર, સાહેબે ગુસ્સે થઇને પણ આપેલા તે, એમ કરી છવ્વીસ છે. ભલા ભગવાને કાંઇ એવીજ મતિ સુઝાડી કે શું, તે નિશાળ કાઢવાનો ભયંકર ગુન્હો કરેલો, છતાં રાંધવાના વાસણ સારૂ ગુડ્મેન સાહેબે રૂપીયા લેવા દીધા ખરા!"

" છવ્વીસ રૂપિયા પૂરતા છે, નદીપાર ઉતર્યા કે પછી થયું. પછી તો ભીખ માંગીને પણ ગુજરાન કરવું અશક્ય નથી."

અમે આ પ્રમાણે વાતચિત ચલાવી. આખરે, બધી જાતના સંકટો વિશે પૂર્ણ વિચારો કર્યા પછી પણ અમે નાસી જવાનું નક્કી કર્યું. આ જીવના દોજખમાંથી તો નાસવુંજ જોઇએ, એમ અમે વિચાર્યું.

પછી કંઇક વિચાર કરી હું બોલ્યો. " શારદા, ઉતાવળા સો બ્હાવરા. આપણે ગોટાળો કરી વાળવાની જરૂર નથી, પહેલાં તો આપણે જંગલની, તેમાંના રસ્તાની, નેળાની, ખીણોની, એ બધી માહિતી મેળવવી જોઇએ. ત્યાર બાદજ આપણે નાસવાની પેરવી કરી શકીએ."

" પણ એ બધી ખબર અંતર કોણ આપે?"

" તેજ પંચાત છે."

" તું ચતુર છે, તું ખોળી કાઢ,"

મેં વિચાર કર્યો. આખરે કહ્યું, " ઠાકુરને અજમાવી જોઇએ, તેને જંગલ વિષે પૂરી માહિતી છે. તેની પાસેથી કળે કળે બધી વાત કઢાવી લેવી જોઇએ."

ઠાકુર સંતાલ જાતિનો એક બહુ જૂનો મજૂર હતો. મેં રાત્રિશાળા ઉઘાડેલી ત્યારે તેમાં એ ભણવા આવતો હતો. હજુ પણ તે ચોરી છૂપીથી મારી પાસે ભણવા આવતો, તેનો મારા પર ઘણો

પ્રેમ દેખાતો હતો.

પણ બીનઅનુભવી હું!

મેં બધી વાત નિડરતાથી ઠાકરને જણાવી, તો તેણે દગલબાજી કરી. ખુદ બડાસાહેબ પાસે જઇને તે બધી વાત કહી આવ્યો! મારા આ ગુન્હા માટે પણ સાહેબે ઇન્સાફ કરવાને એક દિવસ ઠરાવ્યો.

બાપરે! હું ગભરાયો. મારા ખોળીયામાંથી જીવજ ઉડી ગયો, હવે શું થશે ને શું નહિ?

આ નવી બલામાંથી કેમ છૂટવું? એમાંથી કેમ બચવું? ખૂબ વિચાર કર્યો; આખરે હડહડતું જૂઠું બોલ્યો.

"જી હજૂર! ઠાકુર તદ્દન જૂઠું બોલે છે. આપ નામવરની તહેનાતમાંથી દૂર થવાનો અમે કદિ વિચાર સરખો કર્યો નથી, તો પછી જંગલ વિષે ખબર અંતર પૂછવાનું તો બાજુએજ રહ્યું. આ તો કાંઇ સ્વપ્નું છે કે બનાવટી વાત છે." મેં લુચ્ચાઇ વાપરી.

સાહેબે કહ્યું. "તારી સાથે એને કાંઇ વેર છે? એવું હડહડતું જૂઠું બોલી તને ફસાવવામાં એનો શો હેતુ? એને શો લાભ?"

તદ્દન શાંત વદને હું બોલ્યો, "હજુર! આ ઠાકુરદાદા મારી રાત્રિશાળામાં ભણવા આવતા. આપ ગરીબપરવરની આજ્ઞાથી મેં નિશાળ બંધ કરી, છતાં તે મને કહેવા લાગ્યો, કે ચોરી છૂપીથી મને ભણાવ. આપ ખુદાવિન્દની મનાઈ, એટલે મારાથી કેમ હા કહેવાય? મેં કબૂલ ન કર્યું, ત્યારનો એ મારા પર રીસે ભરાયલો છે."

ઠાકુરની પાસે કોઇ સાક્ષી નહોતો. મારા જૂઠાણાનો જય થયો. સાહેબની ગાળોનું પાત્ર બનેલો ઠાકુર કડવું મ્હોં કરી ચાલતો થયો.

આ મામલામાં મને સજા થઈ હોત, તો મારૂં શું થાત, તે તો કહેવાતું નથી; પણ સજા ન થવાથી મને લાગ્યું કે મારૂં નસીબ

જોરાવર છે, મારો સિતારો બુલન્દ છે. આથી તો મારો નાસી જવાનો નિશ્ચય વધારે મજબૂત અને દૃઢ બન્યો.

મને સજા ન થઇ એ ખરૂં, પણ તે વખતથી મારી દશા નજરકેદી જેવી થઇ પડી. કોઇ ને કોઇ આખા દિવસમાં મારી હિલચાલ પર નજર રાખે છે એમ મને સમજાયું. રાત્રે હું એ બલામાંથી છૂટતો, એ ખરૂં; કારણ ત્રણ બાજુ દુર્ઘટ જંગલ અને ચોથી બાજુ અભેદ્ય પર્વતમાળાને ભેદીને કોણ નાસી જઇ શકવાનું છે? આવો વિચાર તેમને—સત્તાધારીઓને થતો. રાત્રે તો એ પરિસ્થિતિમાંથી નાસી છૂટવું તદ્દન અશક્યજ હતું.

આથી મારે નાસી જવા માટે જે જે ઘાટ રચવાના હતા, તે બધા હું રાત્રેજ રચતો—બધા તાકડા અંધકારમાંજ ગોઠવતો.

× × × × ×

મેં પેલા દારૂવાળા વિષે તો તમને વાત કરીજ છે. એનું નામ માખણલાલ. તેની સાથે મારે ખૂબ સારો પરિચય થયેલો હતો.

માખણલાલ સાત આઠ વરસ પહેલાં આજ બગીચામાં મજૂર હતો. પણ તેના કરારપત્રમાંની મુદ્દત કમી હતી; આથી તે વહેલો છુટયો હતો. મજૂરગિરીમાંથી છૂટવા છતાં તે ચાલ્યો ન ગયો.

એક સ્ત્રી-મજૂરના પ્રેમપાશમાં તે સપડાયેલો હોવાથી—એ મોહ તેનાથી ન તજાવાથી તેણે પાસેજ રહેવાની યુક્તિ ખોળી કાઢી, અને દેશી દારૂનું પીઠું કાઢયું.

મારા ભાઇને રૂપિયા મોકલવા સારૂ મેં કાગળ મોકલેલો તે એ માખણલાલ મારફતેજ, એ તમે જાણો છો. એણે મારૂં એ કામ સંપૂર્ણ વિશ્વાસુ રીતે કર્યું હતું. આથી મને લાગ્યું, કે એની પાસે હૈયું ખોલી વાત કરવામાં હરકત જેવું નથી. આથી એક રાત્રે તેની પાસે જઇ તેની પાસેથી બધી માહિતી મેળવવાનો મેં વિચાર કર્યો.

આવો મનસૂબો કરી એક દિવસ રાતે હું માખણલાલને મારે ઘેર તેડી લાવ્યો.

થોડી ઘડી આમ તેમની આડીઅવળી ચર્ચા ચલાવ્યા બાદ મે મારો ઈરાદો તેને જણાવ્યો. મારાં દુઃખોની વિગત વર્ણવીને તેની સહાનુભૂતિ મેળવી અને સલાહ માંગી.

માખણલાલે કહ્યું, "ગિરીશભાઈ, હું તો તને તારે જોઈતી માહિતી આપીશ; પણ ભાઈ, અહિંથી નાસી જવામાં તને ફતેહ નહિ મળે, હજુ સુધી કોઈને એ બાબતમાં જશ મળ્યો નથી. તારા પહેલાં ચારેક જણે એમ નાસી જવા માટે જહેમત ઉઠાવેલી પણ તે ફોકટ! બિચારા બહુ હેરાન થયા."

મેં કહ્યું, "જે થવાનું હોય તે થાય, હું તો હવે જીવ પર આવેલો છું. મરવાના હોઈએ તો ધૂળ નાંખી, એક વાર મરી છૂ-ટીએ. તમે મને જંગલની વાટ બતાવો. નસીબમાં જે હશે તે થશે."

મારો અતિશય આગ્રહ જોઈ માખણલાલે મારી વિનંતિ માન્ય કરી. રાતના ત્રણ ચાર કલાક સુધી અમે વાતો ચલાવી. માખણ-લાલે મને જંગલ વિષે ખુબ માહિતી આપી. મને લાગ્યું કે આ બધી વાત યાદ નહિ રહે. આથી મેં તે એક કાગળના ટુકડા પર ટપકાવી લીધી.

વાતો પૂરી થયા બાદ માખણલાલે મને કેટલીક સલાહો અને સૂચનાઓ આપી. ખૂબ વિચારપૂર્વક પગલાં ભરવાનું કહી એ પોતાને ઘેર ગયો.

માખણલાલ ગયો, એટલે હું પણ બિછાને પડયો.

મને તે રાતે એક વિચિત્ર સ્વપ્ન આવ્યું.



પડદો છઠ્ઠો

## " પૂર ગબરડી અને માર ઘોડો "

એ સ્વપ્ન કેવું હતું ?

હું વ્હાલા બગીચામાંથી, કોણ જાણે કયે માર્ગે, પણ ઘેર, મારે વતન અંબિકાનગર જઇ પહોંચ્યો છું. ઘેર પહોંચ્યા લાગલોજ હું રસોડામાં પ્રવેશું છું. મારી મા રોટલી વણતી—અચાનક મારા તરફ તેની નજર પડે છે. ઉઠીને તે મને વળગી પડે છે, તેની આંખમાંથી દડદડ આંસુ પડે છે, મારાં નેત્રો પણ ભિંજાય છે.

દાદર પર અવાજ સંભળાય છે, અને મારો ભાઈ ચઢી આવે છે. મને દૂરથી જોઇ તે થંભી જાય છે. પણ ખાત્રી થતાં " મારો ભાઈ, મારો ભાઈ ! " કહી દોડી આવી તે ભેટી પડે છે.

અમે ત્રણે આનંદના આંસુ સારીએ છીએ, એક બીજા સાથે સુખદુઃખની ગોઠડી કરીએ છીએ. હું તેમને મારાં વિતકો વર્ણવી બતાવું છું. એવામાં અચાનક કાંઈ અવાજ સંભળાય છે.—

—અને મારી આંખો ઉઘડી જાય છે, તો ત્યાંનો ત્યાંજ ! એજ વ્હાલા બગીચામાંની ગંધાતી ઓરડી, એજ વાંસનો માંચડો, એજ હમ્મેશનું વાતાવરણ !

પણ એ સ્વપ્નાએ મારા માનસમાં બહુ ફેર પાડી દીધો. મારી અશ્રદ્ધા બધી ઉડી ગઈ. જરૂર વ્હાલા બગીચા રૂપી નરકમાંથી નાસી જવામાં મને જશ મળશે. એમ મને ભરોંસો બેઠો.

મને ગગનમાંયે ન માય એટલો હરખ થયો...

* * * *

આજે દિવસે રવિવાર હતો.

રવિવાર એ આ બાજુ બજાર–હાટનો દિવસ. બજાર "હિલ્કા" આગળ ભરાતો.

"હિલ્કા" બાગથી લગભગ કોશેક છેટે હશે. દરેક મજૂરને હિલ્કા જઈ એક અઠવાડિયા પૂરતી સામગ્રી દર રવિવારે વેચાતી લાવી મૂકવી પડતી. આ દિવસેજ મળસ્કે સ્વપ્ન આવેલું ગણી શકાય. એથી એ સ્વપ્નને શુકનરૂપ સમજી મેં એજ દિવસે પલાયન કરવાનો ઠરાવ કર્યો.

સવારે ઉઠીને તરત શારદાને પાસે બોલાવી તેના કાનમાં હું ગણગણ્યો, "શારદા, આજે હાટનો દિવસ છે. આજે ખરેખરી સોનેરી તક છે. તું તારી તૈયારી રાખજે."

રાત્રે મેં અને માખણલાલે જે વાતો કરી હતી તે વિશે શારદાને માહિતી નહોતી. કારણ હવે અમને એકજ ઓરડીમાં સૂવાની મનાઈ થયેલી હતી.

આથી એકદમ અજાયબી પામી અણભરોસાથી ભરેલા અવાજે તે બોલ્યો, "ભાઇ ગિરીશબાબુ, તારા બોલવા પર કાંઇ આપણો ભરોસો બેસતો નથી. તારા પર વિશ્વાસ રાખ્યો, તેથી તો આ જીવતા દોજખની યાતનાઓ ભોગવું છું. તારી મીઠીમીઠી જબાનથી તું મને થાપ દે છે, એવું મને લાગે છે; નહિ તો આસામના બગીચામાં મારે તે કોદાળી લઈ ખોદવું પડે? તારી મોહજાળમાં સપડાવાથી તો મારી આ અવસ્થા થઈ!"

મને એવું થયું કે જો ધરતી મા માર્ગ આપે તો તરત તેમાંજ સમાઈ જાઉં. પણ ધીરજ રાખીને થોડીવાર મુંગા રહી મેં કહ્યું, "શારદા! હવે ગઈ ગુજરીને શું કરવા સંભારે છે? થયું તે થયું! મને શરમાવ મા. મારા કામો પૂરતી સજા મને નથી થઈ! મને મારાં પાપની આ સજા કાંઈ જેવી તેવી છે?"

શારદાચરણ તરત બોલ્યો, "તેમાં મને શું ? તું તો તેં કર્યું તેવું પામ્યો છે. તારા પાપનાં ફળ ભોગવે છે. પણ મને ? મને તો તારે લીધેજ, વિના પાપે સાસવું પડે છે. તારાં દુષ્કર્મોને માટે મારે કડવાં ફળ ચાખવા પડે છે."

હું કાકલુદીથી બોલ્યો, "શારદાભાઈ, હવે મને શા માટે તરફડાવે છે ? મારા ઘા પર શા માટે લૂણ સિંચે છે ? મરતાંને મારવામાં અર્થ શો? તને મારી જરાયે દયા નથી આવતી ?"

એમ કહી મેં તેની તરફ દયામણે વદને જોયું. પછી તેને મારી તરફ ખેંચી કાનમાં મેં તેને માખણલાલ સાથે થયેલી બધી વાતો કહી. મારો નિશ્ચય જણાવ્યો. પછી પેલો કાગળ જેના પર જંગલ વિષે મેં ટિપ્પણો કરી લીધાં હતાં તે જ્યારે એને દેખાડયો ત્યારે એને વિશ્વાસ બેઠો. તે પછી મેં મારૂં સ્વપ્ન વર્ણવ્યું. આખરે કહ્યું, "શારદા, હવે આપણો સિતારો બુલંદ છે એમ જરૂર ધ્યાનમાં રાખ. મેં આજે આ નરકમાંથી છૂટવાનો ઠરાવ તદ્દન પાકે પાયે કર્યો છે."

હવે તે રાજી રાજી થયેલો દેખાયો. તેની મુખમુદ્રા પર પ્રસન્નતાની છાયા સ્પષ્ટ રીતે ફરી વળી. આ જોઈ મેં આગળ ચલાવ્યું.

"જો આજે રવિવાર છે; બજારનો દિવસ છે. બીજા મજૂરો સાથે આપણે પણ બજાર જઇએ. કોઇને શક આવવાનો નથી. રસ્તે જતાં જતાં જંગલ પાસે આવીએ ત્યારે તારે કહેવું કે ચાલો, કામમાં કામ; લાકડાં પણ બળતણ માટે લેતા જઈએ. એમ કરી જંગલમાં ઘૂસીશું. પછી ઈશ્વરને કરવું હશે, તે કરશે. ચાલ ત્યારે, તું તૈયાર રહેજે."

"તૈયારી ? તૈયારી શી કરવાની બાકી છે ?"

"અરે વાહ ! જો, પહેલાં તો લાકડાં કાપવા સારૂ બે ઓજાર લેવાના. તે આપણને આગળ ઉપર પણ કામના થઈ પડશે. થોડા

ચોખા પણ બાંધી લેજે. હું ખૂબ ચણા વટાણા લઈ લઈશ. ખાવાની વસ્તુઓ પાસે હોય તો પંચાત પડે નહિ.

"વળી હું પેલા છવ્વીસ રુપિયા પણ લેવાનોજ છું. બીજી કોઈ ઝીણી વસ્તુ આપણને ઉપયોગી થઇ પડે એવી હોય, ને નજરમાં બેસે તેયે લઈ લઇશ. પણ યાદ રાખજે ભાઈ, કોઇને કાને વાત જાય નહિ: નહિ તો, આપણે ચોખા અને ચવેણું લઈ બજાર જઇએ છીએ એમ કોઇએ જાણ્યું, તો બાગ લાગ્યા સમજવા!"

શારદાએ હા કહી, મારો ઉપકાર પણ ખૂબ માન્યો; મારી ચતુરાઈની તે પ્રશંસા કરવા લાગ્યો.

સાત વાગતાં બધા મજૂરો બજાર જવા તૈયાર થયા. મજૂરોનાં ટોળેટોળાં બજાર જવા બહાર પડયાં, તેમાં અમે બે ભળી ગયા.

રસ્તે વટાવતાં વટાવતાં જ્યારે જંગલ પાસે અમે આવી પહોંચ્યા, ત્યારે બધા સાંભળે તેમ શારદાચરણ મને ઉદ્દેશીને બોલ્યો, "ચાલરે, ગિરીશ! કાંઇ બળતણ વગર ચાલવાનું છે? થોડાં લાકડાં લઇ આવીએ. આવેછેને?"

"હા, અલ્યા! ઠીક થયું કે તને યાદ આવ્યું."

મજૂરોનું ટોળું છોડી અમે જંગલમાં ઘૂસ્યા. જંગલમાં દાખલ થતાંજ શારદા બોલ્યો. "હવે નાસ બાપ. ચાલ, એક વારના ઉભી પૂંછડીએ ભાગીએ."

હું ખૂબ હળવે અવાજે બોલ્યો. "ના, ના, એવું ગાંડપણ આચરીશ માં. કોઈ સશંક બની આપણી પાછળ આવતું હશે ને, તો તારા ને મારા બન્નેના બાર વાગી જશે. પાછા પકડાઇશું તો આ ભવે નહિ છૂટીએ."

"ત્યારે ચાલો ધીમેથી."

"નહિ. તે પણ ઠીક નથી."

"ત્યારે શું અહિં છૂપાઈ બેસવું છે? એમ કર્યું તો કાંઈ પકડાયા વિના રહીએ? આપણી પેટે બીજું કોઈ કેમ લાકડાં કાપવા ન આવ્યું હોય?"

"છટ્ છટ્, છૂપાઈ બેસવું એ પણ બરાબર નથી. આપણે જે કામે આવ્યા તે પહેલું કરવું જોઇએ."

"આપણે તો વટાણા વાવી જવા આવ્યા છીએ," શારદા સસ્મિત બોલ્યો.

"તે વાત મારા ધ્યાન બહાર નથી. પણ આપણે બધાંની આગળ તો લાકડાં કાપવાની વાત કરીને આવ્યા, એટલે આપણે થોડી વાર સુધી લાકડાં કાપવાં જોઇએ. વખતે કોઈ જાસુસગિરી કરતું હોય એ પણ બનવા જોગ છે.

"આથી, આપણે લાકડાં કાપવાં. વળી કાપતાં કાપતાં અન્દર ને અન્દર ઘૂસતાં જવું. પછી જ્યારે લાગે, કે હવે આપણે બધાંની નજર બહાર આવ્યા, એટલે ચુલામાં જાય લાકડાં. પછી પૂર ગબરડી અને માર ઘોડો."

શારદાને મારી યુક્તિ માફક આવી. અમે લાકડાં કાપવા લાગ્યા. બે ભારા બાંધ્યા. પછી બ્હીતાં બ્હીતાં આમતેમ જોયું, તો કોઈ દેખાયું નહિ. આથી લાકડાં ફેંકી દીધાં ને પૂર જોશથી ગબરડી મૂકી. શારદાચરણ પશ્ચિમ બાજૂએ નાસવા જતો હતો, તેને અટકાવીને મેં કહ્યું-, "ના, ના. ત્યાં નહિ. એ તો ડિબ્રુગઢનો રસ્તો. ફરી પકડાઇ જવાય. પૂર્વબાજુ-ઉગમણી દિશામાં."

અમે ઉગમણી દિશામાં ચાલવા લાગ્યા,-દોડવા લાગ્યા એમજ કહોને. જે પ્રમાણે પારધી પાછળ પડે અને હરણ નાસી છૂટે, તેજ પ્રમાણે અમારી સ્થિતિ હતી.

દોડતાં દોડતાં હું આકાશ તરફ જોયા કરતો. તે જોઇ શારદા બોલ્યો, "ગિરીશ, તું ગાંડો તો નથી થયો? એમ શું ઘેલાં કાં

છે ? ઠોકર વાગીને પડશે તો ?"

હું સાસ મૂકતો–હાંફતો બોલ્યો, "આકાશમાંજ આપણો એક ભોમિયો બેઠો છે. એ ભોમિયા તરફ હું નજર નાખું છું. તે મદદ કરે તોજ રસ્તો જડશે, નહિ તો આ જંગલમાં—"

મારો અભિનય એવો હતો, કે તે આકાશમાંના ભોમિયા શિવાય જંગલમાં મરીજ જવાનો ઘાટ આવે એમ ચોકખું સમજાઈ જાય.

ખૂબ દૂર આવ્યા હોવાથી અને થાક લાગ્યો હોવાથી આરામ ખાતર અમે જરા બેઠા. બેસતાં શારદાએ કહ્યું, "એ આકાશમાંનો તારો ભોમિયો કોણ્ અલ્યા ? ખુદ પરમેશ્વરે તને રસ્તો બતાવવાનું કામ સ્વીકાર્યું છે કે શું ?"

"આ મજાક મસ્કરીનો વખત નથી." હું ગંભીર થઇ જતાં બોલ્યો, "આજના–આવા સંકટમાંથી એક યદુનંદન શિવાય કોણ્ આપણ્ને ઉગારવાનું હતું ? અત્યાર સુધી તો તેની આજ્ઞાને ઉથાપી, હવે તો તેના પર વિશ્વાસ રાખવોજ જોઇએ; તોજ તે સર્વદુઃખહારી તારણ્હાર આપણ્ું રક્ષણ્ કરશે."

મારૂં આ કહેવું સાંભળી શારદા પણ્ ગંભીર બની ગયો. તેના ચહેરા પર ગંભીરતા છવાઈ ગઇ અને શાંત ચિત્તે તે નીચું જોવા લાગ્યો. તે પ્રાર્થના કરતો હોવો જોઇએ, એમ મને લાગ્યું.

થોડીવારે તેની આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. જોતજોતાંમાં ડૂસકાં–પળ પછી તે ઝારઝાર રડવા લાગ્યો. મેં તેનું ખૂબ સાંત્વન કરવાનો યત્ન કર્યો. તે બોલ્યો, "ગિરીશ, હું મહા પાપીઓ, અધમાધમ ! પ્રભુ મારા પર દયા કરશે કે ?"

હું ગળગળે સાદે બોલ્યો, "શારદા, શાંત થા, ભાઈ. ફિકર શું કરવા કરે છે ? એ સર્વનો અંતરજામી દયાળુ ન હોત, તો આપણા જેવા પાપીઓને ખાવાને અન્ન પણ્ મળત કે ?"

" સાંભળ, આકાશ તરફ વારંવાર જોવાનું કારણ તને જણાવું. માખણુલાલે મને કહ્યું છે, કે આ જંગલમાંથી ટેલિગ્રાફના તાર પસાર થાય છે, તે કોઈ પણ સ્થળે આપણા માથા પર ઉંચેજ હોવા જોઇએ.

" એ તાર દેખાયા, કે આપણો છુટકારો થયો સમજ. એ તારની શોધમાંજ હું ઉંચે જોતો, અને પ્રભુ પાસે યાચતો. તેની દયા હશે તો તાર આપણને જણાશે. એ તાર આપણા ભોમિયાનું કામ કરશે. ચાલ આપણે બન્ને તેને શોધીએ."

અમે બન્ને ટેલિગ્રાફના એ તારની શોધમાં પડયા. બે કલાક આમ તેમ ફરવામાં ગયા, પણ કાંઇજ પત્તો ન લાગ્યો.

આખરે મારી નજરે એક ઉંચું શાલવૃક્ષ પડયું. તે જોઈ અકસ્માત મને એક વિચાર આવ્યો, અને પળ વાર પણ ન થોભતાં હું ઝાડ પર ચઢી ગયો.

ખૂબ મહેનતે હું એક ડાળી પર ગયો. ત્યાં સુરક્ષિત રીતે ઉભા રહીને મેં આસપાસ બારિકાઇથી નજર ફેરવી.

પરમેશ્વરે અમારા પર દયા કરી હતી! પ્રભુને મનમાં અનેક નમસ્કાર કરતો હું ઝાડ નીચે ઉતર્યો અને શારદાને પ્રેમથી ભેટી પડી બોલ્યો, " શારદા, ભાઈ, પ્રભુએ આપણી અરજ સાંભળી છે, તેણે મને તાર બતાવ્યા છે!"

" એ એની મોટી કૃપા, નહિ વારૂ?"

અમે કૃતજ્ઞતાના ઉભરાથી રડવા જેવા થઈ ગયા!

પડદો પહેલો

## ટીકલાના પંજામાં

હા! અમે હાલ તો નરકમાંથી છૂટયા હતા!

તાર જોઇને છૂટકારાનો એક દમ અમે મૂકયો.

હવે અમે ગાઢા વનમાં પ્રવેશ્યા.

એવું જંગલ મેં પહેલાં કદી ભાગ્યેજ જોયું હશે!

મોટા, ઘણાજ ઉંચા, આકાશ સાથે વાતો કરનારાં રાક્ષસી ઝાડોથી તે ગીચ હતું. એ ઝાડો સેંકડો વરસની ઉમ્મરનાં હશે. જમરૂખી, આંબા, તાડ, સાગ, સિસમ, સઘળા પ્રકારનાં વૃક્ષો ત્યાં પુષ્કળ પ્રમાણમાં હતાં.

તદ્દન લીલાંછમ જેવાં એ ઝાડનો જાણે કાંઇએ ઉપયોગ ન હોય એમ ભાસતું હતું. આવા વનમાં આ સુન્દર ફળોનો કોણ ઉપભોગ કરે તેમ હતું? એ ઝાડોને કોઇએ ઉછેર્યાં ન હતાં—કોઇએ પાણી પાયું ન હતું. એમ ને એમ ઉગેલાં એ વૃક્ષો પૂર્ણ વિકાસમાં મહાલી રહ્યાં હતાં!

જંગલ તદ્દન લીલુંછમ હતું! કોઈ સ્થળે સૂકાઇ ગયેલાં પાંદડાં પાંતરાં નહતાં. ખરે નિઃસર્ગદેવીની લીલા આ જંગલમાં પૂર્ણ યૌવનમાં—પૂર્ણ બહારમાં ખિલી નીકળેલી હતી.

જે સ્થળે આ દેખાવ બહુજ આકર્ષક અને ચિત્તમોહક લાગ્યો, તે સ્થળે અમે આવ્યા ત્યારે દશેક વાગ્યાનો શુમાર થયો હતો.

તારેતારે જતાં જયપૂર પહોંચી જવાય એમ માખણલાલે મને

કહ્યું હતું. પણ આ ઠેકાણેથી જયપુર કેટલું દૂર હશે એ કોણ જાણે!

જયપૂરથી પછી શિવસાગર જવાનું હતું; તે શહેરથી અંબિકા નગર જવાનું કામ સહેલું હતું.

અમે તાર તરફ નજર રાખીને ચાલ્યા. આખો દિવસ એક-સરખું ચાલ્યા કર્યું. ગરમી ઠંડીની અમને દરકાર ન હતી. ભૂખ-તરસ માટે પરવા નહોતી. માત્ર ચાલવું—આગળ જવું એજ એક લક્ષ્યબિંદુ.

રસ્તે જતાં એક નાનકડો વહેળો આવ્યો. એ ડિહીંગ નદીની શાખા હશે એમ મેં તર્ક કર્યો. આ સ્થળે અમે સાથે આણેલા શેકેલા ચણાવટાણા ખાધા, અને પાણી પીધું. આથી અમારા શરીરમાં પાછું જોમ આવ્યું. સાંજે પાંચ વાગ્યા હશે, એટલામાં પાછું ચાલવું શરૂ કર્યું. સૂર્ય આથમ્યો, રાતનું અંધારૂં જામવા લાગ્યું. અમે આગળ જવાનું ચાલું રાખ્યું.

અમે બન્ને એકલાજ આ ભયંકર વગડામાં થઇને જતા હતા. હવે પકડાવાની બીતિ નહોતી, છતાં અમારાં પોતાનાં પગલાંનો અવાજજ ઘણીવાર અમને ડરાવતો. વળી આસપાસ આવા અંધારામાં કોઈ રાની ફાડીખાઉં પ્રાણી અમારા પર હુમલો કરે એની પણ અમને બ્હીક હતી.

પણ આગળ ચાલ્યા શિવાય કાંઈ છૂટકો નહોતો. હજુ કોઈ સારૂં સુરક્ષિત ઠેકાણું આવ્યું નહોતું, કે અમે રાતવાસો કરીએ. અમે થાકી તો બહુયે ગયા હતા, પણ ઉપાય જ નહોતો.

મારા કરતાં શારદાચરણને બહુ વધારે ડર લાગતો હતો. અને તે શિવાય તેનામાં ચાલવાનીશક્તિ પણ ઓછી હતી. તેના પગ ઘેરિયા રમતા હતા. કાંટા વાગતા ને ઠોકર વાગતી, તેનો શુમારજ નહોતો.

આખરે શારદાએ કહ્યું, “ભાઈ ગિરીશ, હવે તો આપણાથી એક ડગલું ભરાય તેમ નથી. મને તો બ્હીક પણ ખૂબ લાગે છે.

આ અંધારકોટ કેમ ભેદાશે? ચાલ, હવે તો આટલામાંજ કોઈક ઠેકાણે રાત ગાળીએ."

મેં કહ્યું, "શારદા, જો હિમ્મત હાર્યો તો આ વખત પૂરીજ કમબખ્તી છે. જરા ધીરજ રાખ. અહિં કંઇ રાતવાસો રહેવાજોગી જગા પણ દેખાતી નથી."

"એકાદ ઝાડ નીચે થોડી વેળ આડા પડીને આરામ લઇએ–"

"વ્યાઘ્રદેવતાના પેટમાં હમ્મેશનો આરામ મળશે."

"તો ચાલ ઝાડની ટોચે ચઢીએ, ત્યાંજ જરા આરામ લઇએ."

આમ બોલતા બોલતામાં તો અમે એક ખુલ્લા ચોગાન આગળ આવી પહોંચ્યા. અહિં ઝાઝા ઝાડઝુંડ નહતાં, વાદળાં નહતાં. ભૂરા આકાશમાંથી અર્ધચન્દ્ર પોતાનો ઝાંખો પ્રકાશ રેડી રહ્યો હતો. એ તેજ વડે આસપાસનો પ્રદેશ કંઈક અમારી નજરે પડ્યો–દેખાયો. પાસેજ ડિહીંગ નદીનું પાત્ર વિસ્તારેલું હતું. તેમાં ચન્દ્રનો ઉજાસ ચકચકી રહ્યો હતો.

આ જોઇ હું શારદાને કહેવા લાગ્યો, "શારદા, જો, આપણે એક જંગલ તો વટાવી ચૂકગ્યા. હવે અહિં રાત રહેવામાં ફાયદો નથી–ડહાપણ નથી. અત્યારેજ નદીપાર જવું જોઇએ. રાતના જેવો નદીપાર ઉતરવા સારૂ બીજો વખત નથી. દિવસે યત્ન કરતાં પકડાયા, તો ફરી પાછું નરક ભોગવ્યેજ છૂટકો! અને હવે તો ખરૂં રૌરવ નરકજ !"

મારૂં બોલવું પૂરૂં થયું ન થયું ત્યાં તો છેક નજીકમાંજ વાઘની ગર્જના સંભળાઇ! તે સામે પારથી આવે છે એમ અમને લાગ્યું.

તે વખતે રાત બહુ વીતી નહતી. દશેક વાગ્યા હશે. પરંતુ આટલા વખતમાં અમે હજુ એક પણ એવો ભયંકર અવાજ સાંભળ્યો નહોતો. આથી અમે થરથર ધ્રુજવા લાગ્યા.

મારી બધી ધીરજ ઠેકાણે પડી ગઇ. શારદાચરણ તો જાણે

પોતાનું સઘળું ભાનજ ગુમાવી બેઠો. તેને મૂર્છા આવી, ને હમણાંજ તે પડી જશે કે શું એમ મને લાગ્યું.

પત્થરમાંથી ઘડી કાઢેલાં પૂતળાં પેરે તે તદ્દન અટલ અને દઢ–સજ્જડ થઇ ગયો. ચન્દ્રના ઉજાસમાં મેં જોયું–તેનો ચહેરો કેવળ ફિક્કો પડી ગયો હતો.

મેં તેનો હાથ પકડી તેને એકદમ બેસાડી દીધો. તેની પીઠે હાથ ફેરવ્યો. તેને થાબડ્યો. ઇશનીજ કૃપા કે એ તરત શુદ્ધિમાં આવી ગયો.

મેં તેની સમજૂતિ કરી, એટલે તે સાવધ થયો. અમે બન્ને નદી તરફ ઝડપથી ચાલવા લાગ્યા. અંધારૂં ન હોવાથી અમને જલદીથી પગ ઉપાડવામાં કાંઇ ત્રાસ થયો નહિ.

ચાર ડગલાં ચાલ્યા ન ચાલ્યા, ત્યાં તો કૂતરાંનું રડવું અમારા સાંભળવામાં આવ્યું. એ સાંભળી અમારો જીવ હેઠો બેઠો. ગામ ટૂંકડું હોવું જોઇએ એવી મને ખાત્રી થઇ.

જે બાજુથી એ અવાજ આવતો હતો તે તરફ અમે વળ્યા. થોડું ચાલતાંજ અમને દીવાનાં કિરણો નજરે પડ્યાં. હવે અમારા હરખનો પાર રહ્યો નહિ. એક પછી એક, એમ ચાર પાંચ દીવા દેખાવા લાગ્યા. હવે તો ગામ પાસેજ છે એમાં કાંઈ શક રહ્યો નહિ.

પણ એક બીજો શક ઉભો થયો. ત્યાં કેવા માણસો રહેતા હશે? ક્રૂર, લુચ્ચા, દુષ્ટ, કે ગરીબ, દયાળુ, ભલા? એ બાબતનો અમારો શક કોઈ છોડવે એવું નહોતું. આથી મારી પાસેના બધાજ રૂપિયા સાથે લઈ જવા એ ઠીક નહિ થાય એમ મને લાગ્યું. મેં કમ્મરેથી કોથળી છોડી.

કોથળી અને ચોખાની પોટલી–એ બે વસ્તુ પાસેનાજ એક ઝાડ પર તેની ગીચ ડાંખળીઓની અન્દર છૂપાવી. એ ઝાડ શાનું હતું, તે રાતના મને કાંઈ સમજાયું નહિ. પણ નીચે એક નિશાની

કરી મૂક્યા.

થોડા ઘણા પૈસા પાસે રાખ્યા. વળી બ્હાના બગીચામાં ઉપ-યોગ સારૂ આપવામાં આવેલી બે પાળીઓ પણ પાસે રાખી. અને પછી જ્યાં દીવા દેખાતા હતા ત્યાં ગયા.

એક ઝુંપડી દેખાઈ. પાસે જઇ જોયું તો એક માણુસ અંદર બેઠેલો હતો.

અમે તેની પાસે થોડાક તંબાકુ માંગ્યો. તેણે માથું ઉંચું કરી તીક્ષ્ણ નજરે અમારા સામું જોયું.

હું મનમાં જરા ગભરાયો—એની આંખોમાં વિચિત્ર પ્રકારનો વિકાર દેખાઈ આવતો હતો. પણ એટલામાં તો તેના મનમાં શુંયે આવ્યું, તે તેણે મોં મલકાવ્યું અને પછી અમારી વિનંતિ માન્ય કરી, અમારા હાથમાં ચલમ આપીને તે ઝુંપડી બહાર ગયો.

અમે ચલમના દમ મોજથી મારવા માંડયા. એટલામાં તો કાંઇ "હો હો" નો અવાજ સંભળાયો—અમને પચીસ ત્રીસ માણુસે ઘેરી લીધા!

તેમના વેશ જોઇ તેઓ "ટીકલા" જાતિના લોક છે એમ મને લાગ્યું. મારા તો હાંજાજ ગગડી ગયા.

"ટીકલા" લોકો મુસલલમાન ધર્મ પાળે છે. તેઓ અતિશય ક્રૂર, નિર્દય અને દુષ્ટ જાતિ છે.

તેમનામાંનો એક મને અગ્રેસર જેવો માલમ પડયો. તે ઉંચો, જાડો જુવાન હતો. એજ તેમનો સેનાપતિ હશે. વળી સવાલો પણ મને તેણેજ પૂછવા માંડયા. આથી મારૂં અનુમાન મજબૂત બન્યું.

"તમે ક્યાંથી આવો છો?"

"ડિબ્રુગઢથી" મેં જવાબ દીધો.

"સીધો રસ્તો છોડી આ જંગલ વાટે કેમ આવ્યા?"

"રસ્તો ભૂલી ગયા તેથી."

"ક્યાં જવાના છો ?"

"જયપૂર."

"ત્યાં શું કામ છે ? કોને ત્યાં જાઓ છો ?"

"કામ શું હોય ? ત્યાં અમારૂં ઘર છે !"

"જૂઠું જૂઠું ? તમે કોણ છો તે કહું ?—"

તે જરા થંભ્યો. પછી બોલ્યો—

"તમે ચ્હા-મજૂર છો. નાસી આવ્યા છો. તમને અહિંજ પકડીને પૂરી રાખવામાં આવશે. કાલે પાછા તમારા બગીચા તરફ મોકલવામાં આવશે."

મેં ગળગળા બનતા જતા સાદને સ્વાભાવિક રાખવાનો યત્ન કરતાં હાથ જોડી કહ્યું. "ના ના ભાઇ ! અમે કાંઇ નાસી આવેલા મજૂરો નથી. અમારે તો જયપૂર જવું છે. શા માટે અમને સતાવો છો ? અમે તમને પગે લાગીએ. તમે દયા કરી અમને છોડી દો."

એ પછી જે માણસ એ બધાને તેડી લાવ્યો હતો તેણે નાયકના કાનમાં કાંઇક કહ્યું. નાયકે પણ તેને કાંઇક કહ્યું, બન્નેએ ખૂબ હળવે સાદે ઘણી વાતો કરી. એમાંથી "નદીપાર" એ શબ્દ સિવાય બીજું કાંઇજ મને સંભળાયું નહિ. મેં એવો તર્ક બાંધ્યો કે "એને છોડી દઈશું, તોયે ક્યાં એમનાથી નદીપાર ઉતરાવાનું છે ?" એમ તે બોલ્યો હશે.

વાતચિત પૂરી થતાં નાયકે આવીને પૂછયું, "તારી પાસે કાંઈ પૈસાટકા છે કે ?"

તરતજ મારી પાસે જે દશ બાર આનાના પૈસા હતા તે મેં તેની પાસે ધરી દીધા. પણ એમ કાંઈ એટલા દ્રવ્યથી તેમનો જીવ સંતોખાય ? તેમણે અમારી જબરદસ્ત જડતી લીધી. દરેકે દરેક વસ્ત્રો બરાબર ઉથલાવી પલટાવી જોયાં. કાનમાં જોયું, ગજવામાં જોયું, પણ હોય તોને ?

ખૂબ ખીજાઇને ગાળો દેતાં તેમણે અમને છોડી દીધા. અમે જીવ લઇને નાઠા, અને દોડતા પેલા ઝાડ આગળ આવી પહોંચ્યા.

ત્યાંથી ચોખાનું બચકું અને રૂપિયાની થેલી લઇને અમે કૂચ કરી. અમને એક પગથી જણાઈ તે વાટે અડધો કોશ ગયા, એટલે નદીનો ઘાટ આવ્યો.

પેલે તીર જવા સારૂ આજ ઘાટ હતો એમ દેખાયું. પણ કોઈ ખલાસી નહોતો. કોઇ હોડી નહોતી. નદીપાર કેમ ઉતરવું?

અમારી નજર આગળ અંધારૂં અંધારૂં દેખાવા લાગ્યું !



## પડાવ બીજો

# હરિસિંહ ટપાલી

અમે ઘાટપર આવ્યા, ત્યારે ત્રણેક વાગ્યા હશે. એટલી મધ-રાતે કોઇ હોડીવાળો હોય પણ ક્યાંથી ?

અમારે સ્હવાર સુધી બેસી સ્હેવું પડયું. ઘાટ પર એક ઝુંપડી—છાપરી—હતી. ત્યાં બાકીની રાત ગાળી કાઢવાનો—જરા આરામ લેવાનો વિચાર કર્યો. આખા દહાડામાં થોડા ચણાવટાણા શિવાય કાંઇએ ખાધેલું નહોતું. પળવાર આંખો પણ મિંચી નહોતી. આથી અમે

કેટલા થાકી ગયેલા હતા તેનો વિચાર તમને આવી શકશે.

શારદા તો જમીન પર પડતાંજ મોટેથી ઘોરવા લાગ્યો. પણ મને કાંઇ ઉંઘ આવી નહિ. વચમાં વચમાં ઝોકાં આવતાં; પણ સ્હેજ આંખ મળી ન મળી, એટલામાં તો પાછો જાગી ઉઠતો. આવી સ્થિતિમાં ઘણો વખત વીતી ગયો.

પ્હો ફાટવાને શુમારે મારા કાનમાં છૂમ–છૂમ એવો અવાજ સંભળાયો અને હું જાગ્યો. ઝુંપડી બહાર આવીને જાઉં તો ચોમેર અજવાળું છવાતું હતું. આકાશ જુદા જુદા રંગોથી અતિ શોભાયમાન લાગતું હતું. દેખાવ બહુ રમણીય અને ચિત્તને પ્રફુલ્લ બનાવે તેવો હતો.

પંખીડાંનો મધુર કલરવ કાનને આનંદ આપતો. નદીનો ખળખળ અવાજ એ કલરવ સાથે સંમિલિત બનીને તેને વધારે મધુરતા અર્પતો. મંદમંદ પવનની લહરીઓ વાઈ રહી હતી અને ચિત્તને શીતલ બનાવતી. ઉષાનો ગુલાબી શો પ્રકાશ જંગલને રંગી રહ્યો હોય એમ દીસતું. આખું જગત જાણે નિઃસર્ગદેવતાની સ્તુતિ ગાઈ રહ્યું હોય એમજ ભાસતું !

સામેથી એક માણસ " છૂમ છૂમ " અવાજ કરતો દોડતો આવતો દેખાયો. પાસે આવતાંજ તેને ખેપીયા તરીકે મેં ઓળખ્યો. ખેપીયાઓ જે ગામો વચ્ચે આગગાડી કે ટાંગાનું સાધન નથી હોતું તેની ટપાલ લાવ લઇજા કરે છે.

ખેપીયો નદીપાર ઉતરશે એમ મને લાગ્યું. તેની સાથેજ આપણે પણ ઉતરવાની ગોઠવણ કરી લેવી એ મને જરૂરનું દીસ્યું. એ તક ગઈ તો પછી ક્રમબખ્તીજ હતી.

આવા વિચારો હું કરતો હતો, ત્યાં તો ખેપીઓ પાસે આવી લાગ્યો. તેણે પાસે આવતાંજ થંભી જઇને મને પગથી તે માથા સુધી નિહાળીને નિરખ્યો. મને ખૂબ સવાલો પૂછ્યા.

તેના બોલવા પરથી જણાયું કે તે મારા દેશનોજ હતો. કામદેવપૂરનો રહેવાસી. કામદેવપૂર અમારા ગામથી ત્રણેક કોશ છેટે છે. આટલો પાસેનો માણસ આમ અચાનક મળી ગયો, એથી મને ઘણો આનંદ થયો.

એ ખેપીઆનું નામ હરિસિંહ હતું. તેના મ્હોં પરથીજ તે ભલો જણાઈ આવતો હતો. ઇશ્વર પર ભરોંસો રાખી તેને મેં બધી સાચેસાચી વાત કહી—મારો સમગ્ર હેવાલ સંભળાવ્યો. મારા હૈયાનો ખુણેખુણો—પડદેપડદો બતાવી દીધો.

"તમારૂં નામ—?" તેણે પૂછયું.

"મારૂં નામ? મારૂં નામ ગિરીશચન્દ્ર દત્ત."

"ઓહોહોહો! તમે પેલા પ્રસન્નકુમારના ભાઈ તો નહિ?"

"હા, હરિબાબુ, હું તેજ અભાગિયો!"

"હાય! તમે આટલા દુઃખમાં?"

"અરે હરિબાબુ! કહો કે ઇશ્વરની કૃપાએ આટલેથી બચ્યા! ત્યાં હજુ સેંકડો સબડે છે. યમદૂતોના હાથ હેઠળ નરકનો સ્વાદ ચાખે છે."

મારી કમનસીબીની વાત સાંભળી તેને બહુ લાગણી થઈ. તેની આંખમાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં એમ મને દેખાયું.

હારૂ—એ તેનું ટૂકું નામ—બોલ્યો, "ગિરીશબાબુ! તમને જોતાંજ તમે ભાગી આવેલા મ્હામજૂર છો એમ મને સમજાઈ ગયું હતું. પણ તમે તો મારા દેશજન છો, ગિરીશ બાબુ! તમને મળવાથી મને બહુ આનંદ થયો છે.

"તમારા મોટાભાઇને એકવાર ઓળખ્યા પછી કોણ ભૂલી શકે? અહાહા, તેના મારા પર કેટલા બધા ઉપકાર છે? હું તેનો જન્મોજન્મનો દેણદાર રહેવાનો!

"તમને—તેના નાનાભાઇને બચાવવાને હું શું નહિ કરૂં?

ગિરીશબાબુ, તમે નિશ્ચિંત રહો—બેફિકર બનો, હું તમને મારાથી બનતી બધીજ મદદ આપીશ."

એટલામાં એને કાંઈ યાદ આવ્યું, તેથી એ પૂછવા લાગ્યો, "વારૂ, તમે ચ્હાના બગીચામાંથી કાંઈ વસ્તુ સાથે લાવ્યા છો કે?"

"વસ્તુ! વસ્તુ તો કાંઈ નથી પણ–"

"પણ શું? શરમાશો નહિ. મને ચોકસ ખબર આપો, તેમાંજ તમારૂં કલ્યાણ છે."

"એક બે છુરી છે."

"છુરી! ઝટપટ નદીમાં ફેંકી દ્યો, નહિ તો દુનિયામાં કોઈ પણ તમને ભાગી આવેલા ચ્હા–મજૂર તરીકે ઓળખી કાઢશે. એ ઓજાર તમારૂં રક્ષણ કરવાને બદલે તમારો ઘાત કરશે. વારૂ, બીજું કાંઇ–?"

"કંઇયે નથી, બસ એટલુંજ."

આમ કહી મેં છુરીઓ નદીમાં ફેંકી દીધી. એટલામાં તો શારદા પણ જાગી ઉઠયો. નદીપાર ઉતારવા સારૂ મેં શી ગોઠવણ કરી તે તે જાણતો નહતો.

એટલામાં એક માછી–હોડીવાળો ત્યાં આવ્યો. આથી હારૂ સાથે મારે વધારે વાતચીત થઇ ન શકી.

હોડીવાળાને આજે જરા મોડું થયું હતું, તેથી હારૂએ તેને ઘણો ઠપકો આપ્યો. સરકારી ખેપીયાને–ટપાલને મોડું થયું તેથી હોડી-વાળો પણ ચુપચૂપ બધું સાંભળી રહ્યો. અમે હારૂ સાથે હોડીમાં બેઠા.

હોડીવાળો હારૂને પૂછવા લાગ્યો. "આ કોણ–?"

"મારા ગામના રહેવાસી છે."

"ક્યાં જવાનાં છે?"

"હુંજ એમને તારાપૂર લઇ જવાનો છું. ત્યાં ઘાસલેટ કંપ-નીમાં નોકરી અપાવવાની છે."

આ ઉપરથી હોડીવાળાએ અમને પાંચસાત સવાલો પૂછ્યા. અમે પણ હારૂ પેઠેજ જવાબ આપ્યો, પણ અમારી બોલવાની ઢબ ઉચ્ચારપદ્ધતિ વિગેરે બરાબર હારૂ જેવાજ હોવાથી તેને કાંઈ શક આવ્યો નહિ.

પન્દરેક મિનિટમાં અમે બીજે પાર ઉતર્યા. શારદાએ અને મેં હારૂનો પાડ માનવામા કાંઈ બાકી ન રાખ્યું.

× × ×

તારાપૂર નદીને એ પારથી દોઢેક કોશ દૂર હશે. તે ઠેકાણેજ હારૂને ટપાલ લઈ જવાની હતી. આજે જરા મોડું થયું હતું. હારૂ સીધો ટપાલ ઑફિસમાં ગયો, ત્યાં તેણે ટપાલની થેલી પહોંચાડી.

પછી તે અમને પોતાને ઘેર લઈ ગયો. તારાપૂરમાં તેણે બે ઓરડીઓ રાખેલી હતી. થોડું સીધું હતું. બીજું તે લઇ આવ્યો.

મેં રાંધ્યું. જમવા બેઠા. જમતાં જમતાં આ જીવનનાટયના જે પડદા તમારા સમક્ષ ઉઘાડું છું તે બધા—પૂરેપૂરી બારીક ઝીણી બાબતો જેમાંની ઘણીક તો આજે ભૂલી જવાથી મારાથી તમારે ચરણે મૂકાતી નથી, તે સર્વ સાથે—મેં હારૂ આગળ ઉઘાડ્યા. હારૂ થોડાથી વાકેફ હતોજ. આખું દાસ્તાન સાંભળી તેને બહુ લાગણી થઇ.

પેટપૂર જમીને અમે આરામ લેવા આડા થયા અને ખૂબ ઉંઘ્યા. એટલું બધું ઉંઘ્યા, કે ઉઠતાંજ સ્હવાર પડી ગયેલી જોઈ મેં શારદાચરણને કહ્યું, "શારદા, અલ્યા, સ્હવાર થઈ ગઈ. આપણે કૂચ કરવી જોઇએ."

પાસે ઉભેલો શારદા અજાયબીથી બોલ્યો, "શું ઉં ઉં ઉં ? સ્હવાર પડી ?"

તે ખડખડ હસી પડયો.

હું ગુંચવણમાં પડયો. વિચારવા લાગ્યો, એટલે યાદ આવ્યું. હવે હું શારદાનું હાસ્ય સમજ્યો. સાંજ પડી હતી તેનેજ

હું ભ્રમને લીધે સ્હવાર પડી એમ કહેતો હતો!

"કંઇ નહિ" હારૂ બોલ્યો, "ખૂબ ઉંઘવાથી એવોજ ભાસ થાય છે. સાંજ છતાં સ્હવારનોજ દેખાવ લાગે છે!............... પણ વારૂ, તમે આટલા જલદી જવાની કેમ વાત કરો છો?"

મેં કહ્યું, "ભાઈ, હજુ અમારી સ્થિતિ કેવી છે તે તમને માલમ નથી. જેટલા દૂર ગયા તેટલા વધારે સુરક્ષિત. જેમ દૂર જઇશું તેમ અમારો ડર કમતી થતો જશે."

"અહિં પકડાવાની બ્હીક રાખવા કારણ નથી. વારૂ......પણ અહિંથી તમારે ક્યાં જવું છે?

"શિવસાગર જવાનો વિચાર છે."

"ત્યાં પહોંચ્યા કે હાથમાં હાથકડીજ જોઈ લેજો."

"તો પછી વતન જવા બીજો કાંઇ રસ્તો છે કે?" ચિંતાગ્રસ્ત થઈ જતાં મેં પૂછ્યું.

"ના. દેશ જવાનો રસ્તો શિવસાગર મારફતેજ છે. બીજો નથી. પણ શિવસાગર જતી સડકે જવાનો વિચાર મૂકી દેજો, નહિં તો પાછું નરક!"

"ત્યારે બીજો ઉપાય કહો."

"ઉપાય તો છે. પણ બહુ કઠણ છે."

"અમે બહુ કઠણાઇઓ વેઠી છે. એક વધારે. તે શિવાય કાંઇ છૂટકો છે?"

"જંગલમાં થઇને જવું પડશે."

"બસ, એટલુંજ? એમાં કાંઇ વધારે કઠણ નથી. જંગલમાં પગરસ્તે જવાનો તો અમને મહાવરો પડયો છે. કાલે જંગલમાંજ આખો દહાડો રખડયા કેની?"

"પણ આ જંગલ જેવું તેવું નથી. તમે આવ્યા એ તો ઠીક છે—સાદું જંગલ, પણ આ તો બહુ ભયંકર છે."

"એટલે ?"

"તે વટાવવું એ બહુ મુશ્કેલ કામ છે,"

"આ જંગલ એટલું લાંબું છે અને રસ્તો એટલો મોટો છે, કે કાંઈ નહિ તો તે વટાવતાં પખવાડિયું વીતી જશે."

"વારુ, પછી ?"

"વાઘ અને હાથીઓનો પુષ્કળ ત્રાસ છે."

"બીજું કાંઈ ?"

"એકે નદીનાળું નથી. ફળફળાદિનું એક ઝાડ નથી. જાણે રેતીનું રણ........."

"રણ હોય કે ગમે તેમ હોય—"

"સાંભળો તો ખરા,"

"વારુ, પૂરું કરો."

"પન્દર દિવસ અનાજપાણી શિવાય કેમ કરીને કાઢશો ? એ તો મોતનાજ સોદા. વારુ, રસ્તો કેમ કરી જડશે ? કયે રસ્તે જશો ? જો ન કરે નારાયણ અને રસ્તો ભૂલ્યા, તો પન્દર વરસે પણ એ જંગલમાંથી બહાર ન નીકળાય,—એવી એ ભૂલભૂલામણિ છે."

હું ખૂબ બીધો; પણ બીધે શું વળે તેમ હતું, એ વિચાર તરતજ આવતો. તેમાંથી દિલાસો મેળવી મેં સઘળી બ્હીક ખંખેરી નાંખી. ગમે તેમ કરીને પણ જંગલ તો વટાવવુંજ એઇએ.

મનમાં ને મનમાં એક એક અગવડ લઈ હું તેનું નિરાકરણ કરવા લાગ્યો:—

"જંગલ મોટું હશે, એ તો પ્હેલેથીજ ખબર હતી. તેનો કાંઇ ઈલાજ નથી. મોટા જંગલને કાપીને નાનું–ટૂંકું બનાવી શકાવાનું છે ? પન્દર દહાડા જાય કે વીસ, તેનો સવાલ નથી. એ જંગલમાંથી તો જાણે જવાશે–જવું પડશે.

"હવે વાઘ અને સિંહ તથા જંગલી હાથીઓથી બચાવ

કરવા વિશે. તેને માટે શું કરવું ?"

મને કાંઈ ન સૂજવાથી મેં હારૂને પૂછ્યું, "આ જંગલી પશુઓના પંજામાંથી બચવાનો ઉપાય બતાવો. તમે અહિં ઘણા દિવસ રહ્યા છો—એટલે કાંઇક ધ્યાનમાં હશેજ."

"ઉપાય અઘરો નથી." હારૂએ કહ્યું.

"તો તો ઈશ્વરની મહેરબાની. પણ બતાવો તો સહી."

"દિવસે તો તેમને હાથે તમને કાંઈ ઈજા પહોંચવાની નથી. ફિકર બધી રાતવાસાનીજ છે, તેનો ઉપાય પણ બતાવું. જ્યાં રાતવાસો રહો ત્યાં પાસેજ એક ભડકો સળગાવી મૂકવો—જે આખી રાત આસપાસ અજવાળું ફેલાવ્યા કરે.

"એવી જાતનો અગ્નિ હોય તો હાથી વાઘ માનવી પાસે આવવા હિમ્મત નથી કરતા. છતાં જો ન કરે નારાયણ અને તેમ બન્યું, તો તેને નસાડવાનો ઇલાજ ખૂબ ઘોંઘાટ કરવો તે છે. મોટો શોર બકોર કરશો તો તે બ્હીને નાસી જશે."

"ચાલો, ત્યારે એ વાતનો નીવેડો આવ્યો. હવે આગળ ચાલીએ. ખોરાક સંબંધી. તમો કહો છો, કે ફળફળાદિ કાંઈ મળે તેવું નથી, તેની કાંઈ ફિકર નહિ, એ તો પન્દર વીસ દિવસ ચાલે એટલું સીધું બાંધી લઇશું. પાણીની સોઈનું કેમ ? નદીનાળાંને અભાવે એ તો બડી પંચાત થઈ પડે."

"હા, એ પંચાત મોટી ખરી !" શારદાએ કહ્યું.

"એ જંગલમાંથી કોઈવાર કોઇએ મુસાફરી નથી કરતું ?"

"ના, કોઈક વાર—જવલ્લેજ—માણુસ જાય છે ખરાં."

"તેઓ શું પાણી સાથે ભરી જાય છે ?"

"ના, ના, એ તે બને ?

"તો પછી ?"

"ઉભા રહો. આ મહોલ્લામાં એક ઘરડો ડોસો છે. એ જરા

જાણકાર છે. તે કાંઇક ખબર આપશે–અથવા યુક્તિ બતાવશે."

એમ કહી હારૂ ગયો.

શારદાએ કહ્યું, "જો આ ડોસાકાકા ફળે નહિ, તો પછી ભારે આફત—"

"તે કાંઈ જેવી તેવી? પાણી વગર કાંઇ ચાલવાનું છે? એ તો પછી કોઈ જાણીતા ઝાડના પાંદડાનો રસ પીને ચલાવવાનો ઘાટ આવશે."

એટલામાં તો હારૂ આવી લાગ્યો. "હીપ, હીપ હુર્રે! તમને અડચણ નડે તેવું નથી."

"કેમ કાંઈ નદીનાળાં—"

"ના, તે તો નથીજ. પણ એક જાતના વાંસનાં ઝાડ જેવાં ઝાડ એ જંગલમાં પુષ્કળ છે. નાળીએરીઓ પણ ઠેકઠેકાણે છે. એ લીલાં નાળીયેરોનું પાણી તો તમને ખપ લાગશેજ. પણ આ મેં ઝાડ કહ્યું, તેની માહિતી તો ડોસાએ આપી. એ ઝાડમાંથી નીતર્યું, ચોકખું પાણી મળે છે! એ ઝાડ તમને હું ઓળખાવી શકીશ."

"ચાલો ત્યારે ખુદા સલામત રાખે. એ જંજાળ મટી. હવે જંગલની વાટ ઓળખવા વિશે એકજ અગવડ રહી. કાંઇ ટેલિગ્રાફના તારબાર નથી?" મને અચાનક માખણલાલે આપેલ નિશાની યાદ આવી.

"ઠીક યાદ આવ્યું! તારે તારે ચાલ્યા જજો. એટલે સરળ રીતે પહોંચી જવાશે."

"હત્ તારીની! ત્યારે તમે બધા બાઉ બતાવતા હતા તે સર્વે ઓગળી ગયા! ખાવું, પીવું, રસ્તો—બધીજ સગવડ થઇ ગઇ."

"પણ એક વાત ભૂલી ગયા—" શારદાચરણ બાબુએ ટહુકો કર્યો.

"શું?" હું અને હારૂ સાથે બોલી ઉઠયા.

"ઉંઘવાની વાત. ઉંઘીશું કયાં?"

"હા અલ્યા, ઠીક યાદ આવ્યું. વીસ દહાડા કાંઈ લાગલાગટ જાગરણ કરવાનું બને? એ તો પછી થોડો વખત દિવસે આડા પડીએ. વળી રાતના કોઈક ઝાડ પર ચઢીએ. તોજ જીવતાંજીવત જંગલમાંથી નીકળાય—"

હારૂ મ્હોં મલકાવતો બોલ્યો, "ભલે મહારાજ, જેવી જનાબની મરજી. પણ સૂચના એટલી કરવાની, કે એમ તો જંગલ પાર કરી રહો ત્યારે તમે પચાસેક વરસના બુઢ્ઢા થઈ ગયા હશો! ચાલો; હુંજ એક ઉપાય બતાવું."

"હં. ત્યારે તેમજ કરોને–" મેં જણાવ્યું.

"કે બધી આફત ટળી જાય" હસતો હસતો શારદા બોલ્યો.

"ટેલિગ્રાફને તારે તારે જશો, એટલે વચ્ચે જંગલી હાથીને પકડવા સારૂ તૈયાર કહેલા માંડવાઓ આવશે. તેની ઉપર મોજથી નિદ્રાસન ભોગવજો. ત્યાં તમારો વાળ સરખો વાંકો થનાર નથી."

પત્યું. બધી અગવડો દૂર થઇ.

રાતે પેટ–પૂજાનું મહાન કામ સમાપ્ત થયા કેડે મુસાફરીને માટે કેટલીક ગોઠવણો કરી અમે બહુજ બેફિકરાઇથી પોઢી ગયા. આજના જેવી ઉંઘ વરસો થયાં મેં ભોગવી નહતી!

પડદો ત્રીજો

## ઉપડચા

બીજે દિવસે સવારે પરવારીને મેં હરિસિંહ પાસે જઇ કહ્યું, " ભાઈ, હવે સાથે લઈ જવાના સામાન સરંજામની પેરવી કરવી જોઇએ. ચાલો બજારમાં જઇએ."

" એટલી બધી શી ઉતાવળ છે ? " હારૂએ કહ્યું, " હું એ બધો બન્દોબસ્ત કરી આપીશ. તમારાથી કાંઈ આજે જવા-વાનું નથી."

"કેમ વારૂ ? આજે કેમ નહિ જવાય ?" મેં એકદમ અધિરાઇથી પૂછ્યું.

" અહિં કાંઈ આટલામાં બજાર નથી, કે ગયા ને વસ્તુઓ લઈ આવ્યા. તમારી વસ્તુઓ લાવવાને અહિંથી બે કોશ દૂર જવું પડશે."

" ત્યારે તમે કેવી રીતે ચલાવો છો ?"

"હું ? મારે તો રોજ ટપાલ સારૂ જવું પડે છે, એટલે રસ્તેથી જે જોઇએ તે લેતો આવું છું. એ તો તમે આવ્યા છો–મ્હેમાન–તેથી બે દિવસની રજા લીધી છે. તેથીજ આજે ગયો નથી. નહિ તો અહિં શાનો હોઉં ?

" આ કારણે આજે મારે ટપાલ લઇને ત્યાં જવું પણ નહિ પડે. પણ તમારી સામગ્રી સારૂ આંટો મારવો પડશે, તે મારી આવીશ."

હું કૃતજ્ઞતાથી કહેવા લાગ્યો, " હરિસિંહ ! તમારા આ ઉપકારનો બદલો કેમ વળાશે ? હું આ પાડ જીવનભર નહિ

ભૂલું, હોં! હરહમ્મેશ તમારો ગુલામ થઇને રહું, તોયે પણ એ ઉપકાર નહિ ફેડાય"–મારો અવાજ ગળગળો બન્યો. વધારે બોલાયું નહિ.

હારૂ તરત બોલ્યો, "છટ્છટ્! એવું કેવું ગન્દું બોલો છો? ઉપકાર કેવો, ને વાત કેવી? વળી બે દહાડા આપણા દેશના મ્હેમાન આવે તેને સગવડ આપવી એમાં પાડ કર્યો? એવાં ક્યાં મારાં ભાગ્ય, કે તમ સરખા મારે આંગણે પધારે?

"અને ગિરિબાબુ, તમે? તમારા ભાઇનો કાંઈ મારા પર જે તે ભાર છે? જો તેણે મને મદદ કરી ન હોત, તો હું આજે ક્યાંયે ભીખના ટુકડા માંગી ખાતો હોત! એ તો જગતના ખેલ છે. હું આજે તમને મદદ કરૂં, કાલે તમે મને કરો–એમજ ચાલે."

"હવે એ વાત જવા દો. આપણે મુદ્દાની વાત પર. આવોને, એટલે થયું." શારદાચરણે જણાવ્યું.

"શું મુદ્દાની વાત?"

"થોડો તંબાકુ અને થોડી દીવાસળીની પેટી જોઇશે, તે ખબર છે?"

"હા, એ વાત ખરી કહી; કેમ હરિબાબુ, દીવાસળીની પેટી મળશે કે?"

"મળશે, મળશે, મોંઘી હશે, પણ તેનો સવાલ નથી...... પણ એ બધી ફિકર મારે માથે. હું એક પણ વસ્તુ ભૂલવાનો નથી. બધુંયે આણીશ. હવે તમે જમવાની તૈયારી ઝટપટ કરો, એટલે જમીને બજાર જાઉં. હું રાંધત, પણ તમને ખપે નહિ."

\+ + + +

ન્હાઇને હું રાંધવાના કામમાં ગૂંથાયો. અગિયારેક વાગે બધું રસોડાખાતાનું કામકાજ પૂરૂં થયું.

જમીને હારૂ ગયો. તેણે મારી પાસે બિલ્કુલ પૈસા લીધા

નહિ. કેવો ભલો માણસ!

ત્રીજે પ્હોર થયો હશે, ત્યારે એ બજારમાંથી પાછો ફર્યો. ચાર શેર ચોખા, બશેર દાળ, અચ્છેર ગોળ, પાશેર તંબાકુ, શેરેક ચેવડો, આગપેટી વિગેરે સર્વે સામાન એ લાવ્યો હતો.

મેં પૈસાનો આંકડો પૂછયો. તે કહે, કે "ગમે તે થયું, તમને શી પંચાત? તમે એમ સ્વપ્ને પણ ધારો, કે હું તમારી પાસે એક દમડી લેવાનો છું?"

હું કાંઇ બોલી ન શકયો. માત્ર મારૂં હૃદય બોલ્યું, "વાહ, કેવો ઉમદા સ્વભાવ!"

તે રાત્રે અમે મિજબાની ઉડાવી. ત્રણેયે ખૂબ તરેહથી સારી વાનીઓ બનાવી ખાધી. કારણ બીજે દિવસે અમારે અમારી યાત્રા શરૂ કરવાની હતી.

સ્હવારે વહેલો ઉઠયો. ઢંઢોળીને શારદાચરણને મેં ઉઠાડયો. મુસાફરી શરૂ કરવાની તૈયારીમાં અમે હતા, ત્યાં તો હારૂ પાસે આવીને બોલ્યો, "જૂઓ, તમે જમ્યા વગર જાઓ એ ઠીક નહિ. જમીને જાઓ, તો આજના દિવસની તો નિરાંત રહે!"

મેં જોયું કે શારદાચરણની પણ જમીને જવાની ઇચ્છા છે. આથી કહ્યું "એમજ રાખવું હોય, તો બા તમારે રાંધવું પડશે. બે દિવસ રોટલીઓ વણી વણીને મારા હાથ દુઃખી ગયા છે. એટલે આજે કાંઇ સીધું કામ નહિ થાય. અમે ખાઇશું, તમે તમારે રાંધજો ને. પ્રવાસમાં ધર્મ સચવાતો નથી અને નહિ તોયે અમે એવા કાંઈ ચૂસ્ત નથી!"

"હં, ત્યારે મને કાંઇ અડચણ નથી. હું તો તૈયારજ છું. તમને વાંધો હોય તો કાંઈ મારાથી કોઇના ધર્મને આડે અવાય? હવે તમે તમારૂં ન્હાવાનું વિગેરે પતાવી લ્યો. જમ્યા, એટલે તમને જંગલનો રસ્તો બતાવી દઈ હું મારે કામે ચાલ્યો જઇશ."

જમ્યા બાદ અમે નીકળ્યા. હરિસિંહ રસ્તો બતાવવા માટે આવ્યો. ટેલીગ્રાફને તારે તારે જવાનું અમે શરૂ કર્યું. થોડે સુધી હરિસિંહ સાથે આવ્યો.

જરાક છેટે જઇ તેણે રજા માગી. મેં તેનો ખૂબ ઉપકાર માન્યો. તેણે તે બાજુ જરાયે ધ્યાન ન આપ્યું. ગાંડા સરખો તે મને નિરખી રહ્યો.

મારી આંખમાંથી આંસુ વહેવા લાગ્યાં. શારદાચરણ બહુ રમતિયાળ હતો, તોયે તેની આંખો ભીની થઇ. મનમાં ને મનમાં હું વિચારવા લાગ્યો, "હરિસિંહ! તું માનવી છે કે આ પૃથ્વીના પડ પર જન્મેલ કોઇ દેવ છે?"

પડદો ચોથો

## વાઘ અને હાથી

જંગલ તે તો વળી જંગલજ ને!

દૂર દૂર પ્રસરેલું, ગીચ ઝાડીઓ વાળું, કોઇ પણ જાતના ફળ ફુલ વિનાનાં અનેક બેડોળ વૃક્ષોથી ભરપૂર, સૂકું—નદીનાળાં વગરનું એ એક બીજું જંગલ હતું. સૂરજનાં કિરણોનેયે તેમાં પ્રવેશ કરવાનો અધિકાર નહોતો.

પક્ષીઓના મધુર કલરવ સાંભળતાં સાંભળતાં અમે ચાલ્યા કર્યું; એટલામાં પાંચ વાગ્યા.

સામે રાની હાથીને પકડવા સારૂ ઉભો કરેલો એક માંડવો નજરે પડયો. મેં શારદાને કહ્યું, "આજે રાતવાસો અહિંજ."

"હજુ રાત પડવાને બહુ વાર છે. આ દોઢ કલાક નકામો ગુમાવીશું ?"

"સુરજ આથમવાને હજુ દોઢ કલાક છે એ ખરૂં; પણ સુરજ આથમે ત્યારે કોઇ માંડવો નજરે ન પડયો તો ?"

"પણ પાણીનું કેમ ? એકલી ઉંઘ વડે કાંઇ વળવાનું છે ? તે સોઇ પણ જોઇશેને ?"

"આ હું ચાલ્યો, પેલા ઝાડની શોધમાં—"

એમ કહી હું ઝાડીમાં પેઠો. પરંતુ મારે વધારે તપાસ કરવી પડી નહિ. ઝાડ નજરે પડતાંજ શારદાને બોલાવી લાવ્યો. ઝાડ ફોડયું. પાણી સહેજ તૂરૂં હતું. એ શિવાય તેમાં બીજી કાંઇ ખોડખાંપણ નહતી.

હજુ અમને ભૂખ લાગી નહોતી, કારણ જમીને નીકળ્યા હતા. પરંતુ પાણી ખૂબ પીધું.

પાણી પીને એક લાંબો નિસાસો મૂકી શારદાચરૂણે કહ્યું, "ગિરીશ, ભાઈ, મને તો કાંઇ સમજાતું નથી, કે આ જંગલ કેમ વટાવાશે ? ઢંગ તો એવા નથી લાગતા."

ધીરજ આપતાં મેં કહ્યું, "છટ્ છટ્ યાર ! એમ નિરાશ શાનો થાય છે ? ઇશ્વરનો બચાવવાનો વિચાર ન હોત તો કયારના પૂરા થઈ ગયા હોત. ફિકર મૂકી દુનિયાનો એ બાજીગર આપણી તરફેણમાં છે તેનેજ સોગઠાં નાંખવાનું સોંપી આપણે જોયા કરવું."

"તું કહે તે બધું ખરૂં, પણ એ તો બહાર નીકળીએ ત્યારે જાણવું કે ગઢ જીત્યા. આ આપણે બહુ વિકટ કામ હાથમાં

લીધું છે."

"હયો, નાસી જવાનો વિચાર રજુ થયો ત્યારે મેં સહેજ વાર લગાડી તેમાં તો ભાઇનો મિજાજ ગયો અને હવે કેમ ગભરાયા, લાલાજી!..........." મેં મશ્કરીનો અભિનય કર્યો.

"ના ના, ગભરાવાનો સવાલ નથી. કાંઇ અહિં બેસી થોડા રહેવાના છીએ? પણ શિવસાગર પહોંચીએ, એટલે ગંગા નહાયા. ત્યાંથી વતન કાંઈ દૂર નથી. એ તો આવું ગાઢું જંગલ જોઇને જરા મનમાં ક્ષોભ થાય છે."

"જંગલ છોડયું એટલે ગંગા ન્હાયા એ માનવું ભૂલભરેલું છે. આગળ પણ હજૂ બહુ અડચણો આવે તેમ છે."

"બાપરે! એ તો નવા સમાચાર!.........તે શું ભાઈ?" શારદા ગભરાતો કહેવા લાગ્યો.

"અરે ગુડમૅન સાહેબે કયારના ડિબ્રુગઢ અને શિવસાગર તાર કર્યા હશે, તેમાંથી બચીએ ત્યારે વાત."

"ખરેખર......? આપણા પલાયન માટે કોને ફરિયાદ થઇ હશે?"

"પોલિસને વળી. એ બાજુના બગીચાઓમાં સાહેબના નોકરો, ઓળખિતાઓ પણ હશે તો!"

"બાપરે! તો તો મરીજ ગયા. આના કરતાં તો ડિહીંગ નદીનો અથવા પેલી બે છૂરીઓનો ઉપયોગ કરી દીધો હોત, તો પરમેશ્વરને ત્યાં સુખમાં હોત."

"જા, જા, ગાંડીયા! થવાનું હશે તે થશે. તું જોયા તો કર.........ચાલ, મને લાકડાં ભેગાં કરવા લાગ."

"કેમ, રાંધવાનો વિચાર છે?"

"તને ભૂખ લાગી હશેને?" મેં હસતાં હસતાં કહ્યું.

"ના, ના, તારે ખાવું હોય તો રાંધ."

" તું બહુ ભૂલકણો છે. હરિબાબુએ બળતું કરવા કહ્યું હતું, તે યાદ નથી ? મારે કશુંયે ખાવું નથી. બળતાને વાસ્તેજ સરપણ જોઇશે. "

હરિબાબુની સલાહનો અમે સદુપયોગ કર્યો. લાકડાં ભેગાં કરી તેનો ભડકો કર્યો. થોડો થોડો પણ બળ્યાજ કરે, એવી ગોઠવણ કરી. અને પછી ચલમના દમ તાણ્યા. થોડી ઘણી વાતો કરી.

એટલામાં આઘે બૂમો—ગર્જનાઓ સંભળાવા લાગી. ભડકું સતેજ કરી અમે માંડવા પર ચઢી ગયા.

રાતના વાઘની ગર્જના સંભળાતી, અને શારદાચરણ મને વળગી પડતો. રાતના અમે બરાબર ઉંઘ લઈ શકયા નહિ.

સ્હવાર પડી. નિઃસર્ગસુન્દરી પૂર બહારમાં શોભી રહી હતી; અજવાળું થતાંજ અમે માંડવેથી ઉતરી ચાલવા લાગ્યા.

અગિયારેક વાગતાંજ મારા પેટમાં બિલાડાં બોલવા લાગ્યાં— મને ખૂબ ભૂખ લાગી. જાગરણ થયેલું, એટલે ચરણકમળ પણ ચાલતાં ચિઢાતા. મેં શારદાને કહ્યું,

" ભાઇ આપણાથી કાંઈ ચલાતું નથી. પેટ–પૂજા કરીએ ત્યારે કાંઈ આગળ ચલાય. થોડો આરામ લઇને પાછા ચાલીશું."

" ભાવતું'તું ને વૈદે કહ્યું. પણ આજ તો રાંધીએ. ચણાવટાણાથી કાંઈ પેટ નહિ ભરાય. દાળભાત કરીશું એટલે ચાલશે. "

" હા પણ દાળભાત થશે કેમ ?"

" કેમ આપણી પાસે સર્વ સીધું છે ને !" અજાયબી પામતો શારદા બોલ્યો.

" સીધાંને શું ચૂલામાં નાંખે ? વાસણ કયાં છે ? "

" હા, અલ્યા ! એ વાત ખરી કહી........" તે વિચારમાં પડી ગયો.

" બેસો હવે હરિહરિ એમ માળા ફેરવતા ! " હું સ્હેજ હસ્યો.

હવે શારદાએ ચણાવટાણા ફાકવાની દરખાસ્ત રજુ કરી. મારા પેટમહાશયે તેને મુંગો ટેકો આપ્યો. અમે ચેવડો ખાધો. પછી ચણામમરા ઉડાવ્યા બાદ જરા આડા થયા.

થોડીવાર આરામ લઇ પાછું પ્રવાસપારાયણ શરૂ કર્યું. ખૂબ ચાલ્યા. સૂરજ આથમણી દિશાએ નીચો પડતો જતો હતો, તોયે કાંઈ માંડવો નજરે ન પડયો. હું ગભરાયો.

સાંજ પડી. અંધારૂં છવાઇ ગયું. ભયંકર ચીસો સંભળાવા લાગી. અમારૂં મન ખળભળવા લાગ્યું. ઝાડપર ચઢવાની દરખાસ્ત મૂકી, તે તરત પસાર થઇ.

પણ ઝાડ પર કાંઈ ઉંઘ આવી શકે? એ રાતે અમને બહુ વિટંબણા ભોગવવી પડી. હાથી પકડવાનો માંડવો બહુ શોધ્યો, તે જડયો નહિ. એ લ્હાયમાં બળતું કરવાનું પણ રહી ગયું!

અમે ઝાડ પર બેઠા હતા. થોડી રાત ગઇ એટલે “કૂઈ...... કૂઇ......” એવી કોલ્હાની ચીસ સંભળાઈ. અમને લાગ્યું, કે હવે વાઘજીભાઇ પણ ભૂખ હોલવવા સારૂ બહાર પડવાના. શું કરીએ?

થોડીજ વારમાં બે વાઘ–મોટા ભયંકર વાઘ–પોતાના બચ્ચાં કચ્ચાંના પરિવાર સાથે આવીને અમારા ઝાડને છાંયડેજ આમતેમ ફરવા લાગ્યા. માર્યા ઠાર! અમે થરથર ધ્રૂજવા લાગ્યા.

અમે ખરા અંતરથી પ્રભુની પ્રાર્થના કરવા માંડી. એ વખતે તો ઈશ્વર અમારા પર ત્રુઠયો. કલાક બે કલાક અમારૂં અંતર હચમચાવીને એ વાઘ તો જંગલમાં ચાલ્યા ગયા. પણ તેની ગર્જના કોઈક કોઈક વાર સંભળાતી હતી.

× × × ×

એ રાતના બીજી જે આફત આવી, તેમાંથી તો બચાય તેવુંજ નહોતું. છતાં ઈશ્વરકૃપાથી આસામના નરાધમોનાં પરા-

ક્રમો વર્ણવવા હું તમારી સન્મુખ આજે ઉભો છું એજ મોટી વાત છે.

રાત ઝાઝી ગઇ હતી, ચન્દ્રમા શાંત પ્રકાશ આપતો હતો. જંગલ ગીચ હતું, તોય ઝાડ પર બેઠાં બેઠાં આ ઠેકાણે અમને નીચેની જગા દેખાતી હતી. ચંદ્રના ઝાંખા પ્રકાશમાં અમારી નજર પડી ! ઓ બાપરે, રાની હાથીઓનું ટોળું !

પચાસેક હાથી હશે. જબરદસ્ત, ભયાનક મૂર્તિઓ ! ટોળું ચરી રહ્યું હતું.

રાની હાથી એ કેવું ભયંકર જનાવર છે એ તો તમને ખબર હશેજ. હું તો તે જાણતો હતો. પણ ગરીબ બિચારો શારદા !

તે તો હાથી જોઇને ખૂશખૂશ થઈ ગયો. જીવનભરમાં તેણે એ પ્રાણી જોયું નહોતું. એવામાં તેની નજર એક બચ્ચા પર પડી. તે આનંદમાં આવી જઇ બોલ્યો, "ગિરીશ ! ગિરીશ ! ચાલ આપણે આટલા બચ્ચાને તો પકડીએ !"

મેં કહ્યું, "વાહ ! કેવો ફાંકડો વિચાર ! પછી હાથીસેનની ઉપર સવારી કરીને જંગલ પાર ઉતરીશું ।"

અલબત્ત, હું આ મશ્કરીમાં બોલ્યો હતો. પણ શારદા કાંઇ તે સમજ્યો નહિ. તેણે તો ફરી પૂછ્યું. "ત્યારે નીચે ઉતરીને જરા જોઉં કે ?"

બિલ્કુલ પણ અશુદ્ધ હેતુ શિવાય–ગમ્મત ખાતરજ મેં હુંકાર પૂર્યો.

મારો હોંકારો સાંભળતાંજ. શારદાચરણભાઈ તો નીચે ઉતરવા લાગ્યા. ગમ્મત જોવા ખાતર મેં તેને અટકાવ્યો નહિ. પણ એ હસવામાં તો ખસવું થઇ ગયું !

થોડું નીચે ઉતર્યા બાદ શારદાએ મને બૂમ પાડી. એ બૂમ નીચે ઉભેલા એક હાથીને કાને પડી. થઇ ચૂકયું. હાથી તો તુરત

શારદાચરણને પકડવા કૂદ્યો.

મેં તરત શારદાને ઉંચે ચઢી આવવા કહ્યું. શારદા પણ એકદમ ચમક્યો. અને તરત ઉપર ચઢવા લાગ્યો. સહેજમાં બચી ગયો—ઈશ્વરે મહેરબાની કરી. એક પળની ઢીલ થઈ હોત તો હાથીએ તેને સૂંઢમાં લઇ ચીરી નાંખ્યો હોત !

શિકાર હાથથી ગયો જોઇ હાથીએ રાડ પાડી. એ રાડ સાંભળતાંજ આખું ટોળું ત્યાં દોડી આવ્યું. શારદા ગભરાતો ગભરાતો હવે તો ખૂબ ઉંચે ચઢી આવ્યો હતો. કોઈ પણ હાથીની સૂંઢ એટલે બધે ઉંચે પહોંચે તેમ નહોતું.

આથી ત્રણ ચાર હાથીએ મળી એ ઝાડની એક ડાળી સૂંઢ વડે તોડી. કડેડાટ શબ્દ વડે ડાંખળી નીચે પડી. હાથીના જોરથી ઝાડ હચમચી જવા લાગ્યું ! અમારા જીવમાંથી જીવ ઉડી ગયો, છતાં ઇશ્વરને અમારા પ્રાણ સોંપી એક ડાળીને સજ્જડ વળગીને અમે બેસી રહ્યા.

દરેક પળે "આ પડયા, આ મુઆ" એમ થતું. તે વખતની અમારા મનની સ્થિતિની કલ્પના કોઇ બીજાને આવવી મુશ્કેલ છે. અમે મૃત્યુની દાઢમાંજ જઇને પડેલા હતા, એમાં શક નથી.

સારે નસીબે એ ઝાડ ખૂબ મજબુત હતું. બે ઘડી સુધી હાથીઓ મથ્યા, પરંતુ તેઓ ઝાડને જમીનદોસ્ત કરવામાં ફતેહ-મંદ ન નીવડયા. ભાગ્યસંજોગે એટલામાં એક બીજા હાથીના ટોળાની ગર્જના સંભળાઇ. શુંયે ઉન્માદ થયો હશે, તે અમને શિકાર કરવા ઇચ્છતું ટોળું ગેલમાં આવી જઇ તે ભણી દોડી ગયું. અમે ખરેખર યમદેવના પંજામાંથી છૂટયા !

હવે અમારા જીવમાં જીવ આવ્યો. પણ બાકીની રાત બ્હીકમાં ને બ્હીકમાં અમે ધ્રૂજતા રહ્યા.

એવી સ્થિતિમાં સ્હવાર પડી. નિઃસર્ગદેવીએ મનોહર સુન્દ-રતા ધારણ કરી.

હવે મને બોલવાની હિમ્મત આવી. "શારદા, તું અક્કલનો ઓથમીર જણાય છે! તું નીચે ન ઉતર્યો હોત, તો બિલ્કુલ પંચાત ન પડત."

શારદાએ કહ્યું, "ભલા માણુસ, હું શું જાણું કે હાથી આપ-ણુને ખાવા ધાશે? મેં તેને પકડવા કહ્યું, ત્યારે તેં મને કેમ અટકાવ્યો નહિ?"

"કોઇ માણુસ મસ્કરી કરે તેયે તને સમજાતું નથી, તેમાં હું શું કરું? મને શું ખબર કે તું તદ્દન અડાણી જેવોજ છે?"

"અરે વાહ તારી મસ્કરી! ઉંદરને મન જીવ જાય, અને બિલ્લીબાઇને હસવું થાય! એ ગમ્મત ખરી!"

મેં વાત ઉડાવી. "વારૂ. હવે જે થયું તે થયું. ગઈગુજરી જવા દો. ચાલો નીચે ઉતરીએ."

"નારે, બા! આપણુને તો બ્હીક લાગે છે. આપણે તો ઉતરવાના નથી. અહિંજ રહીશું."

એમ કહ્યું ખરૂં. પણ મને ઉતરતો જોઈને તે પણ ધીમે ધીમે ઉતરવા લાગ્યો. નીચે આવીને જોયું, તો કાંઈ ડરવા જેવું હતું નહિ.

અમે ફરી ચાલવાનું શરૂ કર્યું. સીધું સામગ્રી–(પોટલું)–સાથે રાખ્યાંજ હતાં.

બેએક કલાક ચાલીને શારદાચરણુભાઈ તો એક પત્થરના ટુકડા પર બેસી પડયા. "ભાઈ, હવે તો રાંધીને ખવડાવ. તે વિના નહિ ચાલે."

શારદાચરણુ ગંભીર હતો. તેનું શ્યામણું મ્હોં જોઈ હું વિચા-રમાં પડયો. ખૂબ વિચાર કરી મેં કહ્યું, "શું ખાવું છે?"

"દાળભાત મળે તો બસ છે. વાસણુનું કેમ થશે?"

"જો, મેં યુક્તિ ખોળી કાઢી છે. તું લાકડાં ભેગાં કર, અને ચૂલો સળગાવ. હું દશેક મિનિટમાં વાસણો લઈ આવું."

એક બાજુ એને મોકલી બીજી બાજુ હું ગયો.

એ જંગલમાં પલાશ–ખાખરાનાં પાંદડાંનો કાંઈ ટોટો નહોતો. તેવા મોટાં પાંદડાં મેં પચીસેક એકઠાં કર્યાં અને ઘાસની સળીઓ વડે શિવીને મેં તેનો એક મોટો, ફક્કડ દડિયો બનાવ્યો. પાંદડાં એવડ ત્રેવડ રાખ્યાં હતાં. પછી ઝાડમાંથી પાણી કાઢી મેં તે દડિયો ભરી જોયો. તે એવો સુન્દર બન્યો હતો, કે એક ટીપું જળ પણ તેમાંથી ગળતું નહોતું.

મારો હરખ માયો નહિ. એવા ત્રણ દડિયા તૈયાર કરી હું પેલા પત્થર આગળ ગયો, તો શારદા લાકડાં ગોઠવતો હતો.

"જો, આ રાંધવાનાં વાસણ!"

શારદા અજાયબી પામ્યો, "અહો! આ તો દડિયા છે."

"હા, દડિયાજ છે તો. પણ તેને કાંઈ ધાડ નહિ આવે. તેના વડે કામ ચાલશે."

"જોજે, નકામો દાળચોખા બગાડતો નહિ!—"

"ના, ના, તું શું કામ ગભરાય છે? એમાં રાંધતાં કાંઈ વાંધો નથી."

અમે ચૂલો સળગાવ્યો. દાળ, ભાત, અને થોડું શાક કર્યાં. કોપરૂં લાવ્યા, અને તેમાં ખાંડ ભેળી. પછી પત્રાળીઓ બનાવી અને પેટ ભરીને જમ્યા. જમ્યા બાદ આરામ લીધો.

શારદાના આનંદનું તો પૂછવુંજ શું?



# રામ રાખે તેને કોણ ચાખે?

ત્રણેક વાગ્યા હશે—

એટલે અમે પાછી મુસાફરી કરી.

બે અઢી કલાક ટાંટિયા દુખવ્યા, ત્યારે સૂરજ આથમવાને અડધોએક કલાક રહ્યો હશે, અને અમે એક નાનકડી નદી આગળ આવી પહોંચ્યા.

નદી કહો, કે વહેળો કહો, પાણી તો સ્વચ્છ અને મીઠું હતું.

"શારદા, હરિસિંહે ના કહી હતી, પણ નદી આવી ખરી!" મેં કહ્યું.

"હા–બોતેર કલાકની મુસાફરી બાદ."

ત્રણ દિવસ થયાં ન્હાયાં નહોતા. શરીર પણ જાણે તપી ગયું હતું. મેં નહાવાનો વિચાર કર્યો.

"શારદા, મારે તો ન્હાવું છે—"

"આવે કવખતે?"

"તેમા શું? કોણ જાણે છે, કે આ જંગલમાં બીજા કેટલા દહાડા વીતશે? અને આવી મીઠા પાણીની નદી તો આવે–કે ઘણું ખરૂં નજ આવે. ત્યારે આ તક કોણ ગુમાવે?"

"ત્યારે તુંજ અંગોલાડી કર. આપણે તો કંઇ ન્હાવાનો વિચાર નથી રાખતા. ખૂબ પાણી ઢીંચીને જીવ શાંત કરીશું."

શારદા પાણી પીવા લાગ્યો. મેં સીધામાંથી થોડું તેલ કાઢી

ડીલે ચોળ્યું. ચોળીને નદીમાં ન્હાવા ઉતર્યો.

આશરે દશેક મિનિટ ગઈ હશે. એટલામાં—

એક ભયંકર ચીસ!

મેં જોયું, શારદાનીજ એ ચીસ. હું તેના તરફ ટગરટગર જોવા લાગ્યો. શારદા "વાઘ-વાઘ–" બોલતો બરાડતો દોડવા લાગ્યો. મેં એકદમ શારદાને કહ્યું "કૂદ નદીમાં."

શારદાએ કુદકો માર્યો ન માર્યો ત્યાં તો—

કિનારા પર વાઘ આવીને ઉભો રહ્યો!

અમે ઘોંઘાટ કરવો શરૂ કર્યો. આટલી બધી આફતોમાંથી બચવાને લીધે હિમ્મત, ધીરજ તથા પ્રભુ પર શ્રદ્ધા આવ્યાં હતા. પાણીમાં કુદાકૂદ કરી મૂકી. છોળ ઉરાડી. ચીસો પાડી. કોલાહલ મચાવી મૂક્યો.

હારૂની સલાહ ખૂબ ઉપયોગી નીવડી.

વાઘ પ્હેલાં તો શાંત ઉભો–જરા ગુસ્સે દેખાયો. પછી તો તે જરા ગભરાયો હોય એમ લાગ્યું. તેની મુખાકૃતિમાં વિચિત્ર વિકારો થયા. થોડી વાર ઉભો. જાણે શરીર પરથી ધૂળ ખંખેરતો હોય તેમ ડીલ હલાવ્યું–અને એક લાંબી, જબરદસ્ત ફલંગ મારી વહેળો કુદીને દોડી ગયો–સામેની ઝાડીમાં અદશ્ય થઈ ગયો.

તોયે અમે ઘોંઘાટ ચાલુ રાખ્યો.

પાએક કલાક બાદ જ્યારે અમને લાગ્યું કે હવે ડર રાખવાનું કાંઈ કારણ નથી, ત્યારે અમે બહાર નીકળ્યા.

સાંજ પડી હતી, એટલે હવે પાછું રાતવાસો કરવાનું ઠામ શોધવાનું કામ આવીને ઉભું.

ઈશ્વરે અમને વધુ વખત ચિંતામાં ન રાખ્યા. તપાસ કરતાં પાસેજ એક માંડવો મળી આવ્યો. નીચે બળતું કરી અમે માંડવા પર ચઢ્યા.

શારદાએ કહ્યું, "ગિરીશ, આજે કેવી ભયંકર આફતમાંથી બચ્યા—"

"આજેજ શું ? રોજ રોજ નવી આફતો ઉભી થાય છે, અને જગતનો જાદૂગર પોતાની જાદુઈ કળાથી આપણને બચાવી લે છે."

"પણ આજ પેઠે વાઘના જડબામાં તો કદી આવી પડયા ન હતા."

"બધા અનુભવો થાય છે–થશે–આપણાં પાપની સજા!... શારદા, પણ......" હું ગળગળે સાદે બોલ્યો. "મારાંજ પાપની સજા! મારે લીધેજ તારે આ બધું ખમવું પડે છે. ખરે—"

" જા, જા, ગાંડીયા! તારા પાપનું તું ભોગવે, મારા પાપનું હું ભોગવું, એ તો દુનિયાનો ખેલ છે. મેં કાંઈ ઓછાં પાપ આચર્યાં છે ? મશ્કરી નહિ. ખરૂં કહું છું, કે આ મારાંજ પાપનું ફળ મને મળે છે."

થોડી વાર અમે મુંગા રહ્યા.

પછી હું બોલ્યો, "શારદા, આજે સીધો રહેજે, આપણે નદીની પાસે-નજીકમાં છીએ. આથી મને બહુ બ્હીક લાગે છે,"

"કેમ, નદીનો શો વાંક છે ?"

"તું તો સાવ મૂરખો છે. જંગલમાં એકજ નદી, ત્યાં રોજ બધાં પ્રાણી રાતે પાણી પીવા આવતાં હોવાંજ જોઇએ. સાંજે ન્હાવાથી મારા શરીરને કાંઈ ઠીક લાગતું નથી—"

"મેં તને ન્હોતું કહ્યું ? આવો ડહાપણનો ભંડાર, તે તને એ-ટલીજ વાત ધ્યાનમાં ન રહી !"

"એ વાત બનવાકાળે બની જાયછે. વિનાશકાળે વિપરીત બુદ્ધિ. પણ એ કંઇ મોટી વાત નથી. જરા શરીરે બેચેની છે, એટલુંજ."

"ગિરીશ, વાઘે ધાર્યું હોત, તો શું આપણને ફાડી ન ખાતે? તે નદી કૂદી ગયો, તો પછી આપણને ચટણી કરી જતાં તેને શી વાર લાગવાની હતી?—

"પણ એ તો પ્રભુની મહેર છે. રામ રાખે તેને કોણ ચાખે? સાહેબ ત્રુઠે, ત્યારે દુનિયા ત્રુઠે. આયુષ્યની દોરી કાઇ તોડી તૂટતી નથી. તેનો સૂત્રધાર ઇચ્છે, ત્યારેજ તે થઈ શકે છે.—"

શારદા સ્હેજ મ્હોં મલકાવી બોલ્યો, "ભાઇ, આ બધી શાણપણાની વાતો ક્યાંથી શીખી લાવ્યો? એ તો આજેજ તારે મોંઢે સાંભળું છું. અત્યાર સુધીમાં તો કોઈ દિવસ તેં આવી જ્ઞાનની વાતો નહોતી કરી!"

"સુખે સોની, ને દુઃખે રામ. સંકટો—આફતોજ એવું જ્ઞાન અનુભવ રૂપે આપે છે. એવો બોધ બીજી કોઈ રીતે મળતો નથી."

શારદાની આંખો ઘેરાતી હતી, "ઠીક, હવે મને ઉંઘ આવે છે."

"મારી ના નથી."

અમે ઉંઘી ગયા.

× × × ×

રાતના કંઇ નવું તૂત ન જાગ્યું—એ ઇશ્વરનીજ મહેર.

ઉઠ્યા ત્યારે ઝળાંઝળાં થઈ રહ્યું હતું. ભગવાન સૂર્યનારાયણનાં કિરણો તેજરંગે જગતને રંગી રહ્યાં હતાં.

નદી પરથી મંદ મંદ પવનની લહરીઓ આવી ચિત્તને પ્રફુલ્લિત બનાવતી હતી. પક્ષીઓ ગાન કરી રહ્યાં હતાં. લીલાંછમ ઝાડો ડોલી રહ્યાં હતાં. શારદા હજી ઉંઘતો હતો—ઘોરતો હતો, તેને ઢંઢોળ્યો. બૂમ મારી—

"પ્રાત થયું, યદુનંદન જાગો—"

# વળી પાછું નરક !

અમે બે પહોર ચાલ્યા. બે પહોર ચાલ્યા બાદ પેટે પોતાનો કર માંગ્યો. તેને કાંઈ ના કહેવાવાની હતી ?

આગલા દિવસનો ચટાકો લાગ્યો હતો, એટલે ચણાવટાણા નો વિચાર માંડી વાળી આગલા દિવસની પેઠેજ સોઇ કરીને રાંધ્યું. જમ્યા. આરામ લીધો. ત્રણ વાગે પાછું ચાલવા માંડયું.

એ પ્રમાણે અમારા દિવસ જતા હતા. એવા આઠ દહાડા, અને આઠ રાત અમે એ જંગલમાં અનેક જાતની અગવડો ભોગવતાં કાઢ્યાં. પાંચ વેળા હાથી પકડવાના માંડવા પર સુવાનું મળ્યું. ત્રણ રાત ઝાડ પરજ તપ કરવું પડયું.

કાંઇ કાંઈ અગવડો આવતી, પણ તેને અનુભવજન્ય જ્ઞાન વડે અમે ટાળી દેતા. એક બે વાર મરતાં મરતાં બચી ગયા. પણ આખો ઘડી એકનું એક દૂહાયલું કૂટવાથી શો લાભ ?

o o o o

એક દિવસ સ્હવારે જંગલમાંથી અમે પસાર થતા હતા. ભૂખ તરસ કહે કે મારૂં કામ. એટલામાં એક ખુલ્લું ચોગાન આવી પહોંચ્યું.

એ મેદાન વટાવી સહેજ આગળ ગયા, ન ગયા, એટલામાં હું બોલી ઉઠયો, " શારદા—સત્યાનાશ ! "

" કેમ, શું થયું ? " તે ચમક્યો.

" જો, પેલું શું ?"

તે સમજ્યો નહિ. " શું છે ?"

" મ્હાનો બગીચો ! ! !"

વાઘની દાઢ કે હાથીની સૂંઢ ભયંકર નહોતી લાગી તેટલો આ બગીચો અમને ભયાનક લાગ્યો. મ્હાના બગીચામાંથી છૂટવાને તો આ બધાં સંકટો અમે વેઠતા આવતા હતા; એ નરકયાતનામાંથી મુક્ત થવા તો આટલી મહેનત કરી હતી, અને પાછું—હાય ! એ નરક !

નિરાશાથી હાથપગ જાણે ગળી જવા લાગ્યા. આંખો આગળ અંધકાર દીસવા લાગ્યો.

હવે શું કરવું, તેનો અમે વિચાર કરતા હતા, એટલામાં—

અમારા ખોળીયામાંથી જીવ ઉડી ગયો !

—એક સાહેબ ઘોડેસ્વાર બનીને આવતો હતો !

જંગલમાં દોટ મૂકી નાસી જવું એ પહેલો વિચાર આવ્યો. પણ તેથી તો ઉલટા સાહેબ શકમંદ બનશે એ ફિકર પેંઠી, અને ઘોડા આગળ કાંઇ થાકેલા માણસથી ટકાવાનું હતું ?

તે વિચાર દાબી દીધો. બીજો કાંઈ રસ્તો સૂઝે તે પહેલાં તો ઘોડો પાસે આવી લાગ્યો. મેં લળી લળીને સલામ કરી.

સલામ તરફ ધ્યાન ન આપતાં સાહેબ બોલ્યા, " ટૂમ કોન લોગ હય ?"

મેં ખૂબ નમનતાઇથી કહ્યું, " સરકાર અમે પરદેશી છીએ."

સાહેબે ફરી જોરથી પૂછ્યું, " ટુમ કહાંસે આયા હય ?"

જરા પણ અચકાયા વગર મેં કહ્યું, " માબાપ અમે ડિબ્રુગઢથી આવીએ છીએ."

મારો જવાબ સાંભળી સાહેબ રાતાપીળા બની ગયા. ધાંટો પાડી તે બોલ્યા, " એ યુ શુવર ગદ્ધા ટુમ જૂટ બોલતા હય.

યે ડેબ્બુગરકા રૈસ્ટા નેઇ હય."

"હજુર રસ્તો ભુલી જવાથી અહિં આવી પડયા—"

"એ યુ પાજી બડમાશ! તુમ ફિર ઝુટા બોલતા હય! હામને જાના હય, તુમ કૂલિ લોગ! ટી-ગાર્ડનસે ભાગ આયા હય!"

"હજૂર માબાપ છે. ચાહે તે બોલી શકે. હું શું કહું?"

સાહેબે પાછું વળી બૂમ પાડી.

"ડેબીશિંઘ—"

જવાબ ન મળ્યો. ફરી સાહેબે જોરથી અવાજ કર્યો, "ડેબીશિંગ! ડેબીશિંગ! કિધર ગયા ગદ્દા! ઇધર આઓ!"

તરત બે પૂરબિયાઓ–જુવાન, લટ્ટપટ્ટ, જોરાવર,–દોડતા આવી સલામ કરી હુકમની વાટ જોતા ઉભા રહ્યા. સાહેબે બેસુરે અવાજે હુકમ ફરમાવ્યો, "યે ડો કૂલિ કોઇ ટીગાર્ડનસે ભાગ આયા હય, ડોનોકો લે જાકે બગીચેમેં કેદ રકખો!"

"જો હુકમ, ખુદાવિંદ."

અમને મુસ્કેટાટ ચતુર્ભુજ કરવામાં આવ્યા.

અમને બાંધી કરીને પેલા પૂરબિયાઓ અમારી સાથે ચાલવા લાગ્યા. આ અચાનક આવી પડેલી ભયાનક આફતથી મને ભારે દુ:ખ થયું. ઈશ્વર પરની શ્રદ્ધા જાણે સરી જતી હોય તેમ લાગ્યું.........

કાંઈ ઉપાય ન સૂઝ્યો, એટલે દેવીસિંહના કાલાવાલા કરવા માંડયા. કાકલૂદી ભરેલી વાણીથી તેને દયા લાવવા કહ્યું. છેવટે તેને લાંચ રૂશ્વત દેવા પણ યત્ન કરી જોયો. પણ એ માત્રા લાગી નહિ.

દેવીસિંહે અમને બગીચામાં લઈ જઈ એક અંધાર-કોટડીમાં પૂર્યા.

એ કોટડી ખરેખરૂં કારાગૃહ હતી. તેમાં કંઇયે સરસામાન

નહોતો. એક ચટાઈ સુદ્ધાં મળે નહિ, તો પછી ખાટલાની તો વાતજ શી? બહારથી ઉજાસ આવવાનાં પણ કાંઇ સાધન નહિ.

બે પહોર સુધી અમે એમ ને એમ પડી રહ્યા. નહિ ખાવું નહિ પીવું, નહિ ઝાડોજંગલ કે પિસાબપાણી! મૃતઃપ્રાય દશામાં જમીન પર પડયા હતા.

ત્રીજે પહોરે દેવીસિંહે બારણું ઉઘાડયું; અને અમને બહાર કાઢવામાં આવ્યા.

મેં કુતૂહલથી દેવીસિંહને સવાલ કર્યો, "સાહેબ મહેરબાને અમારા માટે શું હુકમ ફરમાવ્યો છે?"

"તમને બોલાવ્યા છે."

બળિદાન માટે લઈ જવાતા બકરા પેઠે ધ્રૂજતા અમે સાહેબ પાસે જઈ હાથ જોડીને ઉભા રહ્યા. સાહેબ ડોળા ફાડી બોલ્યા, "કોનસા બગીચાસે ભાગ આયા હય, બટાવ!"

જીવ જાય તો ભલે પણ જૂઠાઆગ્રહ કરવાનો મેં ઠરાવ કર્યો હતો. મેં કહ્યું, "હજુર અમે કાંઈ બગીચામાંના મજુર નથી."

"સચ બાટ બોલો! સચ ના બોલોગે ટો, હામ ટૂમકો છોડેગા નેઈ." સાહેબ જોરથી બોલ્યા.

"જી હજૂર! ખરૂંજ કહું છું, અમે કોઈ પણ બગીચાના મ્હા-મજુર નથી, જી."

"એ શાલા બડા બડમાવ હાય. ટુમ કયા બોલટા?" શારદા તરફ સાહેબે નજર ફેરવી.

એ સાંભળી શારદાએ મારી પેઠેજ જવાબ દીધો. "અમે મજુર નથી. એક સગાને ત્યાં ડિબ્રુગઢ ગયા હતા. પાછા આવતાં વાટ ચૂકયા, અને અહીં આવી પડયા."

સાહેબ ખૂબ ગુસ્સે થયા, બરાડી ઉઠયા, "એ યૂ સૂવર ગદ્ધા! પાજી, બદમાષ! ડેબીશિંગ! એ ડોનો શાલેકો અલગ

કરંકે ડો કોટડીમે રકખો. ડો ચાર દિન કેડમેં બિના રહે યે સચ બોલેગા નેઈ."

દેવીસિંહ અમને લઈ ગયો.

અમને જૂદે જૂદે ઠેકાણે ગોંધ્યા. પહેલાં જ્યાં બંનેને રાખ્યા હતા, તે જગા મારે ભાગે આવી. શારદાને ક્યાં લઈ ગયા, તે કાંઈ મને સમજાયું નહિ.

મુડદા પેઠે બે કલાક ઓરડામાં પડી રહ્યા. ભૂખતરસથી જીવ આકુળવ્યાકુળ થઇ જતો હતો. લાચાર! ઈશ્વર છોડાવે, તોજ છુટાય! નહિ તો—

પાછું નરક! પાછી કોદાળી!! પાછા જ્યાંના ત્યાં!!!

એ વિચારે હું અકળાતો હતો, એટલામાં એક માણસ દરવાજો ઉઘાડી અંદર આવ્યો. તેણે મારી પાસે થોડા શેકેલા ચણાવટાણા અને પાણીનો એક લોટો મૂકયાં. મુંગો મુંગોજ તે આ કામ કરીને રસ્તે પડયો.

જંગલમાંજ અમારૂં સીધું ખલાસ થયું હતું, એટલે ગઈ કાલનો આખા દિવસનો હું ભૂખ્યો હતો. થોડા ચણાવટાણા ફાકેલા. કોપરૂં ખાધેલું. પણ તેણે કાંઇ ભૂખ ભાંગે? છતાં આ વખતે તો ચણાવટાણા પણ મને બહુ પ્યારા લાગ્યા. તે ખાતાંજ જરા ચેતન આવ્યું. પાણી પીને છૂટકારો કરવાના ઉપાયો શોધવા હું બેઠો.

પણ કાંઇ ઉપાય જડયો નહિ!

ચણાવટાણા ફાકતાં અને અંધાર કોટડીની ભયંકર યાતના એમ ભોગવતાં—

× × × ×

ચોથે દિવસે બારણું ઉઘડયું.

દેવીસિંહ અન્દર આવ્યો. એની મુખમુદ્રા મને આ વખતે બહુ શાંત, સૌમ્ય લાગી. માણસ નિષ્ઠુર ન હોય, એમ મને થયું.

કોણુ જાણે ક્યાંથી પણુ એ માણુસજ અમારો છૂટકારો કરશે એમ મારા મનમાં વસી ગયું.

મેં એકદમ રડતાં રડતાં મારૂં માથું તેને ચરણે મૂકયું.

ગળગળે સાદે હું કહેવા લાગ્યો, "ભાઈ, હવે તો આ દુઃખ સહેવાતું નથી. ગમે તેમ કરી, ઈશ્વરને ખાતર પણ છોડાવો. તમે જો નહિ છોડાવો, તો કોણુ દયા કરશે?

આ કોટડીમાંથી કેમ છૂટાશે?—"

મને જાણે વધારે ને વધારે ખાત્રી થતી જતી હતી, કે અમારી મુક્તિનો જશ આ વખતે આ માણુસના કપાળમાં લખેલો છે!

દેવીસિંહનું હૃદય ભિંજાયું હોય, તેમ લાગ્યું, "હું શું કરૂં ભાઈ? એ કાંઈ મારા હાથમાં નથી. હું તો ગમે તેવો, પણુ ચિઠ્ઠીનો ચાકર! સાહેબ ફરમાવે તે હુકમ બજાવવોજ પડે. જૂઓ, આજે તો સાહેબે મને એટલા સારૂ મોકલ્યો છે, કે તમે ન્હા–મજૂર છો કે નહિ, તેની ખરી કબૂલાત તમારી પાસેથી મેળવવી. બોલો, શું કહું સાહેબને?"

"દેવીસિંહ! તમે તો મને ખરેખરા દેવ જેવા નજરે પડો છો. મારી ખાત્રી છે, કે તમે બહુ દયાળુ છો-એટલે હું તમને ખરેખરી વાત કહી દઉં, તો ફસામણુ ન થતાં મારો ઉદ્ધારજ થશે એમ મને લાગે છે. હું તમારી પાસેથી કાંઇ છૂપાવતો નથી." એમ કહી મેં ટુંકમાં અમારી વાત કહી અને પછી જણાવ્યું, "અમે ખરેખર મજુર છીએ, એ જાણુતાં સાહેબ કેટલા ખફા થશે એ માલમ છે, છતાં તમારે ખોળે હું જાન મૂકું છું. તમારી તલ્વારે માથું છે—ચાહે બચાવો, ચાહે મારો."

દેવીસિંહ થોડીવાર વિચાર કરવા લાગ્યો. તેનો ચહેરો સચિંત હતો. આમતેમ બે ચાર ફેરા આંટા ખાધા બાદ તે બોલ્યો,

"જો, ભાઈ! સાહેબે કેટલાક બગીચાવાળાઓને કાગળ લખ્યા

પૂછાવ્યું છે. જો તેમાંના કોઇના બગીચામાંથી તમે આવ્યા હશો, તો તો બધું ફોકટ! તમારે પાછા જવુંજ પડશે. પણ જો તમારા બગીચાવાળા પર પત્ર નહિ લખાયો હોય, તો હું પ્રયત્ન કરી છૂટીશ. તમને છોડાવવા બને એટલી ઝહેમત ઉઠાવીશ."

તેના પગ પકડી હું બોલ્યો, "ભાઈ, અમને છોડાવોજ! તમને જીવતદાન આપ્યાનું પુણ્ય મળશે. તમારો ઉપકાર અમે કદી નહિ ભૂલીએ."

તે બોલ્યો, "એમ ગભરામણ કર્યે કાંઈ વળે નહિ. પેલા કાગળોના જવાબ આવવા જોઇએ, તે આવતાં ૫-૬ દિવસ વીતી જશે. ત્યાં સુધી તો રાહ જોયેજ છૂટકો."

હું ગરીબડું-દયામણું મોં કરી બોલ્યો, "પણ આ દશામાં તો કાંઈ એટલા દિવસ જીવાશે કે કેમ એ પણ શક છે! આ અંધારકોટડીજ બે ચાર દહાડામાં મારૂં કબરસ્તાન બની જાય– જો કાંઈ સગવડો સુધરે નહિ તો!"

ધીરજ આપતાં તેણે કહ્યું, "એ વિશે બેફિકર રહો. તમે મને કહ્યું હતું, કે તમારી પાસે કાંઈ રૂપિયા છે. થોડાઘણા પૈસા ખરચો, તો બધું બને."

મેં કહ્યું, "ઝાઝા નથી, થોડા છે. લ્યો, હું તમને તે બધાજ આપી દઉં, તમારા પર મને ભરોંસો છે. ગમે તેમ કરીને પણ અમારો છૂટકો કરો. મારા સાથીની પાસે કાંઈજ પૈસા નથી. બધું મારી પાસે હતું, તે તમને સોંપ્યું."

તે રાજીરાજી થઇ ગયો. મને દિલાસો આપવા લાગ્યો. મેં તેને શારદાચરણને પણ કંઈ સગવડો કરી આપવા સારૂ વિનંતિ કરી. "તેયે મારા ભાઈ જેવોજ છે. તેના પર પણ તમારે દયા બતાવવીજ જોઇએ."

દેવીસિંહે મારૂં કહેવું કબુલ કર્યું, અને ગયો.

ત્યારથી જમવાખાવાની અચ્છી વ્યવસ્થા થઈ. બીજાં પણ તરેહ તરેહનાં સુખ અમને મળવા લાગ્યાં.

એવી સ્થિતિમાં દશ દહાડા નીકળી ગયા.

× × × ×

એક દિવસ દેવીસિંહ આવ્યો.

"જાઓ, આજથી તમે છૂટા છો!"

મેં છૂટકારાનો દમ મૂક્યો. "હા.........શ."

"બગીચાવાળાના તો કોઈના બરાબર જવાબ આવ્યા નથી. જેના આવ્યા છે, તેઓના મજૂર ગુમ થયા નથી એટલે સાહેબે ફરમાવ્યું છે, કે તમને છોડી મૂકવા."

"દેવીસિંહભાઈ, એ બધો તમારો ઉપકાર! તમારો કેવી રીતે આભાર માનું?"

મારા આનંદનો પાર રહ્યો નહિ. હું તેને પગે પડ્યો—ભેટી પડ્યો.

"શારદાને પણ છોડશોને?" મેં પૂછ્યું.

"હા. બન્નેને છોડવા આજ્ઞા મળી છે."

દેવીસિંહે તે પછી બે રૂપિયા મને આપ્યા. બાકીના રૂપિયા વિષે મેં વાતજ કાઢી નહિ. તે પછી એણે શિવસાગર જવાનો સીધો અને સરળ, વાંધા વગરનો રસ્તો બતાવ્યો.

પછી તે મને બહાર લઇ ગયો, ત્યાં બીજો પૂરબિયો શારદાને લઇને આવેલો હતો.

અમે છૂટ્યા! "હા.........શ!"

પડદો સાતમો

# ભગવી કફનીઓ

પ્રવાસ કરતાં એક દહાડો વીતી ગયો.

શિવસાગરમાં દાખલ થયા ત્યારે નવ વાગેલા હતા.

હવે કરવું શું? ક્યાં જવું? ગજવામાં તો બે રૂપિયા હતા.

અમે વિચાર કરતાં કરતાં રસ્તા પરથી પસાર થતા હતા. અમારું ચિત્ત આસપાસની વસ્તુસ્થિતિ વિષે શૂન્ય હતું. એવામાં પાછળ કોલાહલ, ઘોંઘાટ સંભળાયો—અમે ચોંકયા!

એ રસ્તો ધોરી રાજમાર્ગ હતો. પાછા વળી જોયું, તો લોકો ઝડપઝડપ વિખેરાઈ જતા માલમ પડયા. એક મદમસ્ત બનેલો ગાંડો હાથી પાછળથી દોડતો આવતો જણાયો. લોકો જીવ બચાવવા માટે દોડધામ, નાસભાગ કરી રહ્યા હતા.

હું સ્તબ્ધ બની ગયો. પણ એટલામાં તો હાથી મારી લગોલગ આવી પહોંચ્યો! હું શુદ્ધિમાં આવ્યો, તો.........આ શું?

એક નાનકડું નાજુક પાંચ વરસનું બાળક મારી સામે હસતું હસતું રસ્તામાં ઉભું હતું, જાણે હાથીને આવતો જોઈ હરખઘેલું બનતું ન હોયને!

બે ચાર મિનિટમાં તે બાળક હાથીનો ભોગ બનત! હું તો કૂદીને ખસી જાત. તે બાળક તો જાણે હસતે મોંઢે પોતાનું બળિદાન આપવા ન આવ્યું હોય તેમ ઉભું હતું!

હાથી લગોલગજ હતો. મેં એક ફલંગ મારી. બાળકને

ઉંચકી લીધું. હાથી કુદ્યો. પણ મેં બાળકને કેડમાં લઈ મારેલો કુદકો વધારે જબરદસ્ત હતો. એક પળ મોડું થયું હોત તો હું અને બાળક બન્ને હાથીની સુંઢમાં જાત—આ કથા કહેવા હું ન રહેત. અણીને વખતે હું બચી ગયો. એ બચવું આકસ્મિક હતું!

હાથી તો બરાડતો કૂદતો દોડયે જ ગયો.

બાળક આખરે બચ્યું!

હાથી જતાંજ એક વૃદ્ધ ડોસો મારી પાસે દોડતો આવ્યો. મારી પાસેથી પેલું બચ્ચું ઝૂંટવી લઇ તેણે છાતી સરસું દાબ્યું. તેની આંખમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. તે પેલા બાળકને ચુંબન પર ચુંબન દેવા લાગ્યો.

અમારી આસપાસ તમાશબીનોનું ટોળું ફરી વળ્યું. બધાં મારા સાહસનાં વખાણ કરવા લાગ્યાં.

એ ડોસો તે બાળકનો બાપ હતો–રામેશ્વર ચક્રવર્તી.

વર્ધમાન જીલ્લાના એક ગામડાનો એ વતની હતો. શિવ-સાગરની ફોજદારી અદાલતમાં તે વકિલાત કરતો. આથી તે અહિં સહકુટુંબ રહેતો.

શારદાચરણ તો પહેલેથીજ દૂર કૂદી જઇને બચ્યો હતો. તે હવે મારી પાસે આવ્યો. રામેશ્વર ચક્રવર્તી અમે પરદેશી છીએ એમ જાણી પોતાને ઘેર અમને લઇ ગયા. ઘર સામેજ હતું.

તેણે અમારી ખૂબ મહેમાનગિરી કરી. જમવા ખાવાની આવી ફાંકડી વ્યવસ્થા મેં કેટલાંયે મહિના થયાં કદી ભોગવી ન હતી.

ઘરના જેવુંજ ખાવાનું મળતાં મને મા, ભાઈ, બહેન સાંભર્યાં. માનો એ શુદ્ધ (પણ આડો) પ્રેમ! ભાઇનું એ હિતચિંતક-પણું! બહેનનું વહાલ!

મારી આંખમાં બે આંસુ આવ્યાં. કોઈ ન જુએ તેમ મેં તે

લૂછી નાંખ્યાં.

"ક્યાંથી પધારો છો ?" "ક્યાં જવાના ?" "રહેવાસી ક્યાંના ?" વિગેરે સવાલોથી ડોસાએ અમારી જડતી લેવા માંડી.

ભોજન પૂરું થયું હતું, અને દિવાનખાનામાં ખાટલા ઢળાવી અમે પડ્યા હતા.

મેં બધી વાત સવિસ્તર, છુપાવ્યા વિનાજ કહી. રામેશ્વરબાબુ અમારો હેવાલ સાંભળી ખૂબ અજાયબી પામ્યા. તેમણે કહ્યું, "તમે મારા એકના એક વહાલા બાળકને જીવતદાન દીધું છે. તમે કહેશો તે મદદ હું તમને આપીશ. બોલો તમારે શું જોઇએ છે ?"

"એટલી ખબર કાઢશો, કે અમારા નામના વારંટ છુટી ચૂકયા છે કે કેમ ? અમને પકડવા માટે તૈયારીઓ ચાલે છે કે નહિ ?"

"બસ એટલુંજ ? એ તો હમણાં થયું સમજો. તમે કરેલો ઉપકાર તો મારાથી આ જન્મે ફેડાવાનોજ નથી, પણ જે સેવા કરી તે ખરી. આ ખબર કાઢી લાવું......" એમ કહી તે ગયો.

તે કલાકેક રહી પાછો આવ્યો. બોલ્યો, "અહિંના ફોજદાર મારા મિત્ર છે. તમારા પર વારંટ છુટી ચૂકયું છે. પણ તમારે ગભરાવાની જરૂર નથી.

પણ હું તમને અહિં રહેવાની સલાહ નથી આપી શકતો. મારે મહિનાભર તો તમારી મહેમાનગિરી કરવીજ જોઈએ; પણ એમ કરવા જતાં તમારે દુઃખ આવી પડે એ કામનું નહિ. એથી એ વિચાર મેં માંડી વાળ્યો."

"ઠીક કર્યું. અહિં મહિનાભર તો અમારાથી રહેવાયજ નહિ." શારદાચરણ બોલ્યો.

"તમારે વહાણમાંયે બેસવું નહિ, નહિ તો પકડાઈ જશો.

પહેલા અહિંથી જોડહાટ જાઓ–પાસેજ કસ્બો છે. ત્યાંથી વહાણમાં બેસી ધૂવડી જવું હોય તો વાંધો નથી."

ઉતાવળો–મ્હાવરો થઇ હું બોલ્યો. "ત્યારે ઝટપટ જોડહાટનો રસ્તો બતાવો, કે ચાલતા થઈએ."

"એમ કાંઈ ગભરાવાની જરૂર નથી. પહેલાં તો એક કામ કરો. તમારે વેશપલટો કરવો પડશે. સંન્યાસી બનો તો વાંધો નહિ, એમ મારૂં ધારવું છે."

"કબૂલ છે. સંન્યાસી બનીશું." શારદાએ કહ્યું. હજામે આવી મુંડન કરી નાંખ્યું. બે ભગવી કફનીઓ તરત રંગાઈ તૈયાર થઇ. ભસ્મ વતી ત્રિપુંડની નિશાની પણ કરવામાં આવી.

તે સાંજે પણ ત્યાંજ જમ્યા. રાત્રે ચક્રવર્તી મહાશયને ત્યાંજ પડી રહ્યા.

ત્રણને સુમારે—મળસ્કે ઉઠયા. ચક્રવર્તીજીને સાથે લઇ પ્રયાસ શરૂ કર્યો. તેણે જોડહાટનો રસ્તો બતાવ્યો.

ત્રણ દહાડા ચાલ્યા એટલે જોડહાટ આવ્યું. રસ્તામાં પેલા બે રૂપિયા વપરાઈ ગયા.

હવે? ધૂવડી જવાનું ભાડું કયાંથી લાવવું? ચક્રવર્તીજી પાસે માંગ્યા હોત, તો તે આપત. પણ મેં એ યાચના કરી નહોતી. તેણે પણ કાંઈ દોઢિયાં બતાવ્યાં નહિ. અમે વિચારમાં પડ્યા. પૈસા વિના શું?

પડદો આઠમો

# કલકત્તા તરફ

પૈસા મેળવવાના રસ્તા તો બહુયે છે, પણ—

સાધુબાવા તો અન્યાજ હતા. ચેલાચેલીઓનો સંઘ જમાવીને પણ દોઢિયાના ઢગ કરાય.

ભીખ પણ માંગી શકાય.

લોકોને ફસાવટમાં નાંખીને પણ—આંજી નાંખીને પણ દ્રવ્ય સંઘરી શકાય; પણ—

એ માર્ગો લઉં તેવો હવે હું રહ્યો નહોતો.

જુવાનીમાં બે વરસ પરજ મેં દરેક જાતના કાવાદાવા કર્યાં હતા. બદફેલી કરી હતી, પણ વ્હાલા બગીચાઓ, અથવા તો—

ભલું થજો મારા બનેવી ઉમેશચન્દ્રનું !—

—કે તેણે નરકમાં નાંખી સ્વર્ગમાં જવાનો યત્ન કરવા પ્રેર્યો.

આવા આવા વિચારો મારા મનમાંથી પસાર થવા લાગ્યા. આખરે એક ઉપાય ખોળી કાઢ્યો. અમારો જુનો વેશ અમે રંગાવીને અમારી પાસેજ રાખ્યો હતો. સાધુબાવાનો વેશ તજી દઈ, તે ફરી પહેરીને કોઇક ઠેકાણે નોકરી મેળવવાનું મેં નક્કી કર્યું.

શારદાને પૂછ્યું, તે તો મારી હાયે હા પૂરે તેમાંનોજ છે ને?

અમે ગામ બ્હાર એક ઠેકાણે વેશ બદલી નાંખ્યો. કોઈ અમને ઓળખે નહિ એટલા સારૂ મેં એક યુક્તિ લગાવી. બે રૂપિયામાંથી આઠેક આના રહ્યા હતા, તેમાંથી સાદા કાળા કાચના

સેખંડના ચોકઠાંના બે ચશમા લઈ લીધા અને તે બન્નેએ પહેરી લીધા.

પછી અમે નોકરીની ખોળમાં નીકળ્યા. મારૂં નામ મેં શિશિરકુમાર ઘોષ રાખ્યું. શારદાચરણ કાલિપ્રસાદ સેન બન્યો હતો. અમે બેએ ગામના મોટા શેઠીયાઓ, વકીલો, લાયબ્રેરી વિગેરે ઠેકાણે કાંઇક જો નોકરી મળી જાય તો તેને માટે જવા સારૂ વિચાર કર્યો. નોકરી કરતાં કરતાં ભાડાજોગા પૈસા મળી જાય તો તરત સટકી જવું એવી ધાનત રાખેલી હતી.

વકીલોની બાર લાયબ્રેરીમાં મને જગા મળી ગઇ.

હરિદાસ બાબુ નામના એક ભલા વકીલનો માર્ગમાં મને ભેટો થઇ ગયો. તેણે મારા પર દયા આણીને બાર લાયબ્રેરીમાં મને ગોઠવ્યો.

૭ રૂપિયાનો પગાર. ૧૧ થી ૫ સુધીની નોકરી. સવાર સાંજ હરિદાસબાબુને ત્યાં પરચુરણ કામકાજ કરવાનું અને જમવાનું. એ પ્રમાણે મારી ગોઠવણ થઈ.

મેં હરિદાસબાબુને કહ્યું, "મારા દોસ્ત કાલિપ્રસાદને પણ ઠેકાણે પાડવો જોઇએ. પહેલાં એ પછી હું."

"ઠીક છે, હું તપાસ કરીશ. કોઇ ખાલી જગ્યા હશે તો તેને પણ ગોઠવી દઇશું. હાલ તો મારે ત્યાં ભલે મઝા કરે."

હરિદાસ ચટ્ટોપાધ્યાય વકીલ બહુ દયાળુ અને પરોપકારી હતા. જરા નિશાબાજ હતા, શરાબનો ઉપયોગ વધારે પડતો કરતા, પણ એ શિવાય મને બહુ ભલા માણસ લાગ્યા.

બીજે દિવસે હું મારી નોકરીમાં દાખલ થયો. ત્યાં બાર-લાયબ્રેરીમાં મેં કામ કરવાની જે શરૂઆત કરી તેનાથી સર્વ વકીલો ખૂશ થયા.

ત્યાં હરિદાસબાબુએ વાત કાઢી, કે "કોઇને નોકર જોઇતો હોય તો મારી પાસે એક સારો માણસ છે. જગા ખાલી હોય

તો જણાવજો."

એક વકીલે કહ્યું, "નાયબ મુન્સફ સાહેબ કહેતા હતા, કે એ સારા માણસ જોઇએ છે."

"પણ તેની તો કલક-તે બદલી થઈ છે ને?"

"હા, પણ હજુ અહિંથી નીકળતાં પખવાડીયું થશે."

"તે ચાકરોને સાથે લઈ જશે?"

"જખ મારીને. તે શિવાય રાખવાની વાત કરતા હશે?"

"તો પછી તે માણસને રખાવી દઇએ."

હરિદાસબાબુએ પટાવાળાને કહ્યું. "રામસિંહ, જા તો જરા, પૂછી આવને. કેટલા માણસની ક્યારે જરૂર છે?"

પટાવાળો પૂછી આવ્યો. હાલ તુરત એકે કામ ચાલે તેવું હતું—એક માણસ બસ હતો. બીજાની જરૂર પખવાડિયા બાદ એટલે જતી વેળા હતી.

કાલિપ્રસાદ સેન મુન્સફબાબુને ત્યાં પરચુરણ કામકાજ સારૂ નીમાઈ ગયા.

પણ તે દિવસે સાંજે મેં હરિદાસબાબુને ખૂબ વિનંતિ કરી કે પખવાડિયા બાદ મનેજ મુન્સફની સાથે કલક-તે મોકલવો. બાર-લાયબ્રેરી સારૂ એટલા વખતમાં બીજો માણસ ખોળી લેવો.

વકીલ સાહેબે બહુ આનાકાની કરી. પણ મારો દૃઢ આગ્રહ હતો. મેં તેમના પર સારી છાપ પાડી હતી. આખરે મારૂં કહેવું એમણે કબૂલ કર્યું.

અમારે કલકત્તા આયતાજ જવાનું ઠર્યું!

## ૫. બહિષ્કાર

અનુપરાય બોલ્યો, "મુન્સફ બહુ ભલો માણસ. તેના છોકરા લલિતબાબુ સાથે મને ખૂબ ગાઢી દોસ્તી થઈ હતી. તેને ત્યાં જતો આવતો ત્યારે ગિરીશને હું જોતો. લલિતબાબુ એના કામકાજના બહુ વખાણ કરતો. ચાલાકી અને ચપળતા માટે એના જેવો બીજો માણુસ જોયો નથી, એમ કહેતો. મેં એક દિવસ એની પાસેથી ગિરીશને ભેટ રુપે માંગી લીધો, ત્યારનો ગિરીશ મારૂં કામકાજ કરે છે.

"લલિતબાબુને નહોતો કહ્યો, એ હેવાલ એણે મને કહ્યોઃ ચન્દન, જે પ્રમાણે અત્યારે ગિરીશના દુઃખોનું વર્ણન સાંભળી તારી આંખો ભીંજાઇ ગઇ છે, તે પ્રમાણેજ મને પણ થયું. આસામના ચ્હા-મજૂરોનાં દુઃખોથી હું બહુ દુઃખિત થયો.

"ચ્હા, એ પીણું નથી–લોહી છે, એવું શુષ્ક બોધ દેનારાઓને મોંઢે ઘણી વાર સાંભળ્યું હતું, પણ તે કદી મારા મનમાં નહોતું ઠસ્યું. લાખો કરોડો માણુસ પીયે છે, તેને કાંઈ નુકસાન થતું નથી, તો આપણને શું ? આપણે કાંઈ મહાત્મા નથી. એમ વિચારી હું પીતો.

" પણ જ્યારથી ગિરીશબાબુનો હેવાલ સાંભળ્યો છે, ત્યારથી મેં ચ્હાને નામે પાણી મૂક્યું છે. **ચ્હાના પાંદડાં આપણાં દેશજનોના રૂધિરથી દૂષિત છે**, એટલાજ વિચારે મારૂં લોહી ઉકળી આવ્યું. મેં પ્રતિજ્ઞા કરી કે મારે ચ્હા ન પીવી.

"મારાં ઘરમાંના સ્ત્રી પુરૂષ સર્વને મારૂં વ્રત સમજાયું. તેઓ

સમજ્યાં, કે ચ્હા પીવી એ પાપ છે. ચ્હા–મજૂરોને પડતાં દુઃખ દેવામાં સહાનુભૂતિ આપવા બરાબર છે; વ્યભિચાર, અત્યાચાર અને જુલમને ઉ-તેજન દેવા જેવું છે, ત્યારથી મારા ઘરમાંથી ચ્હાનો બહિષ્કાર થયો છે. કોઈ દિવસ, મ્હેમાન આવે તોયે ચ્હા કરવામાં આવતી નથી. "

ખરેખર! મ્હેમાન આવે ત્યારે પણ ચ્હા ન કરવાનો નિયમ પાળતું તો મેં આ એકજ કુટુંબ જોયું!

ગિરીશબાબુની અદ્દ્ભુત કથાએ મારા મગજ પર જબરદસ્ત અસર કરી. તેમાંના વિવિધ પ્રસંગોએ હું જુદી જુદી ઉર્મિ અનુભવતો. તેના વિવિધ સંકટોની વાત એ વર્ણવતો ત્યારે મારાં રૂંવાડાં ઉભા થતાં—મારૂં હૃદય ધડકતું. એ બધાં સંકટોમાંથી ગિરીશ બચ્યો છે—અને તે જાતેજ મને એ બધી વાતો કહે છે એ હું વિસરી જતો. મારા હૃદયમાં ખૂબ ક્ષોભ થતો.

પછી જ્યારે તેમાંથી છૂટકારાની વાત આવતી, ત્યારે હું પોતેજ જાણે એ આફતમાંથી છૂટયો હઉં તેટલો હરખ મને થતો. હું બહુ આનંદ અનુભવતો, આખા હેવાલ દરમિયાન હું બહુ ઉર્મિલ રહ્યો.

કુદરતી રીતેજ અનુપરાય જેવા પર જે અસર એ હેવાલે ઉપજાવી હતી, તે મારા પર પણ થઇ. મેં અનુપરાયને કહ્યું, "અનુપ! અનુપ! આ હેવાલ લોહી ઉકળાવે એવો છે—આપણા દેશજનની સ્થિતિ પર એ એક નવુંજ અજવાળું પાડે છે. મારે પણ આજથી ઇશ્વર સમક્ષ પ્રતિજ્ઞા છેઃ ભવિષ્યમાં આ હોઠે ચ્હાનો એક પણ પ્યાલો નહિ અડે.

"દેશના મજૂરોનું લોહી! ગરીબ બાપડાં ફસાવવામાં આવતાં રાંકડા માણસોનું રૂધિર!! હાય, એનાથી દૂષિત થયેલું કોઇ પણ પીણું કેમ કરીને પી શકાય ?

" અનુપ! આજથી હું ચ્હા છોડું છું. હું પ્રતિજ્ઞા કરૂં

હું કે બીજા જેટલાને અને તેટલાને આ લોહી ન પીવાની હું પ્રતિજ્ઞા લેવડાવીશ.

"ગિરીશબાબુના હેવાલનું પુસ્તક જરૂર લખીશ; એ એક રોમાંચ ખડાં કરનારી નવલકથા થશે. એ નવલકથા દ્વારા જેના મગજ પર અસર થશે, જેઓ 'સાહિત્ય' કાંઇ પણ હેતુપૂર્વક વાંચતા હશે, અને જેમનામાં કાંઈ પણ હિન્દીત્વ હશે તેઓ જરૂર એ લોહીભરેલી, લોહી ચૂસનારી ડાકણનો ત્યાગ કરશે!

"અહા! આપણો દેશ એના પાશમાં કેટલો ફસાઈ ગયો છે! કેવી અધમ દશા! સરકાર ગમે તેટલો ભારે કર નાંખે, તોયે દેશ આપશે—વાંધો સરખો નહિ ઉઠાવે."

હું બહુ ઉશ્કેરાઈ ગયો હતો એમ સર્વેએ જોયું. તેમણે મને શાંત પાડયો—ઠંડો કર્યો. તેમની સમજાવટની મારા પર ઘણે વખતે અસર થઈ, કારણ ગિરીશના જીવનનાટચે મારા મગજ પર સાજ્ઞુન અસર કરી હતી—એક જાતની ઉથલપાથલ ઘટાવી હતી.

શાંત પડયા બાદ મેં પૂછયું. "પેલું પીણું શું હતું? તું અમરપાન કે અમૃતપાન કંઇ કહેતો હતોને?"

"હાં......એ તો અમૃતપાન!" અનુપે સહેજ હસતાં કહ્યું, "મહેમાનને એ અમે પીવડાવીએ છીએ."

"ત્યારે હું અમર બની જવાનો કે?" મેં મ્હોં મલકાવતાં, સહેજ સ્મિત કરતાં પૂછયું.

"ઐસા તો કુછ નહિ હૈ! લેકિન બહુતહી ફાયદા હોગા. યહે એક ઔષધી હૈ મગર સ્વાદિષ્ટ હોનેકે સબબસે ચ્હાકી જગહ ઉસકા ઉપયોગ હો સકતા હય." ગિરીશ બાબુએ જણાવ્યું.

"તું રોજ પીયે છે અનુપ?"

"એટલામાં ભૂલી ગયો? રોજ નથી પીતો. કોઈક વાર કરાવું

છું. એ તો દવા છે–ગિરીશે કહ્યું તેમ એમાં તુળસી, બીલી, આંબાનાં પાંદડાં વિગેરે લાભકારક આરોગ્યદાયક વસ્તુઓ આવે છે. એક નવા જમાનાને અનુરૂપ બનાવેલો જુના જમાનાનો ઉકાળો છે. એના વસાણું લખી લેજે અને ભૂકો બનાવાવજે."

× × × +

("પણ પેલા......કાલિપ્રસાદ ઉર્ફે શારદાચરણ સેનનું શું?" મેં ગિરીશને પૂછ્યું.)

એણે મને ટુંકાણમાં જણાવ્યું. કાલિપ્રસાદ–શારદાચરણથી મુન્સફને ત્યાં ગિરીશ જેટલા ટકાયું નહિ. એણે કરારપત્ર પર સહી સુદ્ધાં કરેલી, એટલે એ કલકત્તામાં રહેતાં બ્હીતો. વખતે પોલિસ તેને પરદેશ કરે એવી ધાસ્તી એને રહેતી.

કલકત્તાથી અંબિકાનગર જવાનો એણે વિચાર કર્યો, પણ ગિરીશેજ ના કહી. શચીન્દ્ર એને જુએ તો ફરી પકડાવી દે એવો એને ડર હતો, કારણ શારદા તો સહી આપીને ગુલામ બની ચૂક્યો હતો.

કલકત્તાથી પત્ર લખી એણે પોતાના બાપને કલકત્તાની પાસે આવેલા એક નાના ગામડામાં બોલાવ્યો. ત્યાં એ પોતે જઈને તેને મળ્યો. બંનેએ મળી આખા કુટુમ્બને સાથે લઇને દૂર દેશાવરના એક ગામડાં તરફ જઇ વસવાનું નક્કી કર્યું. શારદાચરણનો બાપ તથા તેનું કુટુમ્બ અંબિકાનગરથી ઉપડયાં. શારદા કલકત્તેથી ઉપડયો. તેઓ દેશના છેક ખુણામાં આવેલા તદ્દન અજાણ્યા ગામમાં રહેવા ગયાં. શારદાચરણના બાપની જમીન અંબિકાનગરમાં હતી, તે વેચી નાંખી આ ગામડાંમાં તેણે ઘર અને ખેતી સારૂ જમીન લીધાં.

ત્યાં પણ શારદાએ નામ તો કાલિપ્રસાદજ રાખ્યું છે. હજુ તે બહુ બ્હીએ છે, એટલે ચશ્મા પણ ઘાલી રાખે છે. કારણ આંખ ઢંકાય તો માણસ ઓળખાવો મુશ્કેલ. તેનું સર્વ કુટુમ્બ

પણ તેને કાલિપ્રસાદજ કહે છે.

શારદાચરણે આ પ્રમાણે મુન્સફનું ઘર છોડવા જતાં ગિરીશ તો ત્યાં રહ્યોજ. એણે કરારપત્ર પર સહી કરી નહોતી એટલે કોઇ પકડી જાય તેમ નહોતું અને મુન્સફને ત્યાં એને સારી રીતે રાખવામાં આવતો. મુન્સફના છોકરા લલિતબાબુના તેના પર ચારે હાથ હતા. દરમિયાન બે ત્રણ વાર એ અંબિકાનગર જઈ આવેલો.

ત્યાંથી એ અનુપના હાથમાં આવ્યો.

\+ \+ \+ \+ \+

હું ત્રણ દિવસ કતારગામ રહ્યો પણ એ દરમિયાન મારી સ્થિતિ વિચિત્ર હતી. મારા ચિત્તમાં ગિરીશ વિશેજ વિચારો આવ્યા કરતા. રાતનાં મને સ્વપ્ન પણ એના બગીચાનાંજ લાધતાં.

મારી સ્થિતિ જોઈ સર્વ અજબ થયા, મારૂં દિલ બ્હેલાવવા સહુ બહુ યત્ન કરતાં પણ તેમાં તેમને ઝાઝો યશ ન મળતો.

પાનાં રમતો પણ ત્યાં ચિત્ત ન ચોંટતું. ચોપડી વાંચવા બેસતો, ચોપડી ચોપડીને ઠેકાણે રહેતી; હું વિચારે ચઢી જતો.

અનુપ ચિઢાતો, કે તું ગમ્મત કરવા આવ્યો અને મોજ તો ભોગવતો નથી! પસ્તાતો—અમસ્તોજ, જરાતરા—કે શા માટે મેં ગિરીશનો વૃત્તાંત એને જાણવા દીધો અને તે આટલો વ્હેલો! એ એની લાગણીઓ એના મારા પરના ભાવના પરિણામ રૂપે હતી.

ધીરે ધીરે હું શાન્ત પડતો જતો.

\+ \+ \+ \+ \+

મારે તો નોકરી કરવાની હતી, કાંઈ તે છોડી દીધી નહોતી. ત્રણ દિવસ બાદ હું મારા મામાને ત્યા આવ્યો. મારા બોલવાની જાદૂઇ અસર થઇ. હું બે દિવસ ત્યાં રહ્યો, એ દરમિયાન ત્યાંથી પણ ચાનો બહિષ્કાર થઈ ગયો!

× × × × ×

" ભૂં ભૂં ભૂં................

આગગાડી સુરતના સ્ટેશન પર ધસી આવી. આગગાડીમાં મારો સામાન લઇને હું ગોઠવાયો. ભીડ ઝાઝી નહોતી. ગાડી હજુ ઉભી હતી. ફેરિયાઓ ફરતા હતા, " ચ્હા ગરમ! ચ્હા; ગરમાગરમ! ગરમ ચ્હા............" .

હું વિચારતો, "ગરમ લોહી! ઉકળતું લોહી..........."

મારા મનમાં એકજ વિચાર રમી રહ્યો હતો, મારૂં ચિત્ત એકજ ચિંતન કરી રહ્યું હતું, "હાય! આ ચ્હા, દેશમાંથી કેમ કરી જાય?"

" ચ્હાનો બહિષ્કાર કરાવવા હું શું કરૂં? "

# સાચેસાચી વાત!

[આશરે વીસ વરસ પર બહાર પડેલા આજે ક્યાંય ન મળી શકતા એક પુસ્તકમાંથી નીચેની વિગતો ઘણી ખરી શબ્દેશબ્દ ઉતારી છે.]

આસામના ચહ'ના બગીચામાં કામ કરનારા મજૂરોની કમનસીબીની શી વાત કરીએ? જેમણે કેરોલિનાના ગુલામો વિષે, અને તેમના યુરોપિયન માલિકો તેમના પ્રત્યે કેવું વર્તન ચલાવતા હતા તે વિષે વાંચ્યું કે સાંભળ્યું હશે તેમને એનો ખ્યાલ સહેજે આવી શકશે. આસામના પ્રત્યેક સૂબેદાર પ્રત્યે જનસમાજ આશાભરી આંખે નિહાળી રહેતો, કે એ કમનસીબ પ્રાણીઓનાં અસંખ્ય દુઃખ દરદો અને મુશીબતો દૂર કરવાનો સરકાર તરફથી એ પ્રયત્ન કરશે. છાપાઓમાં પણ પદ્ધતિસર અને ચાલુ ચળવળ ચાલી છે, કે એ પરિસ્થિતિમાં સુધારો કરવોજ જોઇએ. પરંતુ કોઇ જાતનો સુધારો થયો નથી. યુરોપિયન-પ્લેન્ટરો પોતાના હાથ તળે કામ કરતા મજુરો જાણે જડ, અચેતન સંચાઓ ન હોય તેમજ તેમના તરફ વર્તે છે. અને પોતાની ધૂન ફાવે તે રીતે તેમના ઉપર જોહુકમી ચલાવે છે!

ચાબખો તો ત્યાં એક સર્વ સાધારણ વસ્તુ છે. ચાબખાનો માર તો દરેકના નસીબમાં લખેલોજ સમજવો. અને જ્યારે ચાબખો ચાલૂ હોય છે ત્યારે પત્થર સમી ચામડીવાળા ગેંડા પાડા નહિ પરન્તુ નાજુક માનવી ઉપર હું આ કહેર વરતાવું છું એ ભાન તો તેમને જરાયે નથીજ થતું.

પણ એ તો બરદાસ કરી લઇ શકાય એવી વસ્તુ છે. એકકે જુવાન સ્ત્રી, પછી તે દેખાવડી ભલેને ન હો, માત્ર કદરૂપી—શુર્પણખાની બહેન ન હોવી જોઇએ-એકકે જુવાન સ્ત્રીનું શીલ ત્યાં આગળ સલામત નથી. કયાં તો ગોરા સાહેબો કે તેમના હાથ તળે તાલીમ પામેલા તેમના કાળા જમણા હાથો–યમદૂતો–બધાયે એ બાબતમાં એક બીજાની હરિફાઈ કરે એવા છે. ત્યાં વસતો એકેએક યુરોપિયન પ્લાન્ટર કુંવારોજ હોય છે; કે પરણેલો હોય તો પણ મિસિસને પોતાની સાથે નથીજ રાખતો. અને પરિણામ? મજૂરવર્ગમાંથી તેઓ પોતાને બંગલે સ્ત્રીઓને તેડે છે. આમને "બ્લેક મિસસ" Black Missus એ નામે ઓળખાવામાં આવે છે. એકાદ વધારે સુન્દર નજરે પડતાંજ આગલાં બ્લેક મિસસને પાણીચું અપાય છે—અને નવાંની નીમણુંક થાય છે!! શિવ! શિવ!

અલબત્ત, પ્રત્યેક મજૂર સ્ત્રી પોતાનું શીલ સાચવવાને ખૂબ ઈંતેજાર હોય છે, અને બધા પર બળાત્કારજ થાય છે, એવું અમે નથી કહેતા. પરંતુ એવા બનાવો પણ કોઇક કોઇક વેળા બને તો છેજ. સાહેબ પોતાની ઇચ્છા પૂરી પાડયા વિના નહિજ રહે, અને આપણે એના રાજમાં, આપણું શું ચાલશે, એ વિચારેજ મજૂર સ્ત્રીઓ ગભરાઇને–હબકીને વશ થાય છે; સાહેબની સત્તા અને એનો પ્રભાવ એટલા મજબુત હોય છે. જંગલના છેક ઉંડાણમાં આવેલા બગીચાઓમાં રહેતાં એકેએક સ્ત્રી પુરૂષ જાણે છે, કે સાહેબની ઇચ્છા સામે માથું ઉંચું કરવું એટલે બેસુતમ શિક્ષા અને મોત પણ સહેવાં પડે. ત્યાં ન્યાયખાતાના અધિકારીઓ તો ભાગ્યેજ દેખા દે છે! સાહેબ લોકો ફાવે તેમ વર્તે છે—તેમનો મોભ્ભો, પૈસો અને લાગવગ તેમને તેમ કરવા શક્તિમાન બનાવે છે. આથી જ્યારે કોઇ પણ મજુર સ્ત્રીને કામચલાઉ કે હમ્મેશને માટેનું સાહેબના બંગલાનું તેડું આવે છે ત્યારે બાપડી

ચોરાતે હૃદયે, ફાટફાટ છાતીએ પોતાનું સર્વોત્તમ જવાહિર ગુમાવવાને ગભરાતી અકળાતી તૈયાર થાય છે. બદલામાં તે શિક્ષાથી બચી જાય છે અને થોડી ઘણી બીજી સગવડો પામે છે. કેટલીક અપવાદ રૂપે માથું ઉંચકે છે અને પોતાનું શીલગૌરવ જાળવવા જીવતોડ પ્રયત્ન કરે છે. પણ તેના પર અસહ્ય જુલમ થાય છે અને તેનાં દુઃખોનો પાર રહેતો નથી. અને જે જાતે વશ થાય છે, તેઓ પણ આવા બનેલા બનાવોને લઇનેજ; પોતાનું કશું ચાલવાનું નથી, એમ જાણીનેજ.

મજૂરો મેળવવાને પણ કંઈ કંઈ રસ્તા વપરાય છે. દલાલો સાધુ સંન્યાસીઓને વેશે ફરે છે અને ભૂલા પડેલા આદમીઓને કંઈ કંઈ સાચુંજૂઠું સમજાવીને ભોળવીને નરકમાં ધકેલી દે છે. કુટિલ નીતિવાળા કાપાલિકો જેમ માતા આગળ વધ કરવા માટે માણસોને હરેક યુક્તિથી ઉપાડી જાય છે તેમ જાત જાતની યુક્તિ પ્રયુક્તિથી લોભ, લાલચ અને મોહ જાળમાં નાંખી મજૂરો ભોળવાય છે. આગળ આપેલું જીવન નાટક તેમાંનોજ એક નમૂનો છે.

# થોડા આંકડાઓ

[ આ આંકડાઓ માટે અમે પંચવટી
નાસિકવાસી સ્વતંત્રભારતેચ્છુ મહન્ત
શ્રી સીતારામદાસજીના આભારી છીએ.
તેમણે રચેલા જોરદાર પુસ્તક સ્વદેશી
ઓર સ્વધર્મ પરથી અમે અમે આપેલી
વાતો લીધી છે. ]

ઇ. સ. ૧૯૧૦ની સાલમાં ૧,૩૪,૭૭,૨૯૭ રતલ ચાહ પવિત્ર ભારતના ભોળા સંતાનોના પેટમાં પ્રવેશ પામી હતી. અને સને ઇ. સ. ૧૯૧૫-૬ની સાલમાં ૪,૧૩,૧૧,૯૦૦, રતલ ચાહનો ઉપાડ થયો હતો. એટલે પાંચ વરસમાં ત્રણગણો ઉપાડ !

અને ઈ. સ. ૧૯૨૧-૨ ની સાલમાં એટલે બીજા પાંચ વરસમાં એજ પ્રમાણે ૪ કરોડને બદલે બાર કરોડ રતલનો વપરાશ થયો હતો.

સન ૧૯૧૯-૯ના સરકારી અહેવાલ અનુસાર ચહાનું વાવેતર નીચે મુજબ થાય છે.

| | એકર |
|---|---|
| મદ્રાસ પ્રાંત ... ... ... ... | ૨,૫૫૦૦૦ |
| આસામ ... ... ... ... | ૬,૯૨૦૦૦ |

આ પ્રમાણે કુલ ૯,૪૭,૦૦૦ એકર જમીન—૧૮ લાખ ૯૪ વીંઘા જમીન જેમાંથી લાખો મણ સુન્દર પવિત્ર ધાન્ય ઉપજાવી ગરીબ ગુરબાને પોષી શકાય, દર સાલ પડતા કારમા દુકાળોની

કઠણાઇ ટાળી શકાય, તેમાં ચહાનું વાવેતર થાય છે.—અરે ધાન્ય ન પેદા થાય, અને ફક્ત ગોચરો માટે લીલું ઘાસજ ઉગે તો લાખો ગાયોને પણ પોષણ મળી શકે. શું ચહાનું વાવેતર એ ભારતવર્ષના દુકાળોનું એક વિચારવા લાયક કારણ નથી?

# વીસમી સદીને—

## —એકવીસમે વરસે!

(મોડર્ન રિવ્યુ જુન ૧૯૨૧ પરથી)

સુરમા અને કાચરની ખીણોમાં આવેલા ચ્હાના બગીચાઓમાંથી હજારો મજૂરો એકદમ નીકળી નાઠા છે અને બીજાઓ થોડા વખતમાં તેમનું અનુકરણ કરશે. હિંદુસ્તાનને ચૂસી ખાનારા પરદેશી વ્યાપારીઓનો સ્વાર્થ સમાયલો હોય છે, અને જ્યારે મોટભાગે તેમનોજ વાંક હોય છે, ત્યારે પણ પરદેશી નોકરશાહીના વિચારો તો તેમનાજ મતની સાથે મળતા આવે છે. એથી પરદેશી નોકરશાહી, તેનું લૂણ ખાનાર અમલદારો અને પેલા વ્યાપારી બચ્ચાઓ આ બાબતમાં પણ કહેવા નીકળ્યા છે, કે આ પ્રમાણેની હડતાળનું કારણ તદ્દન રાજદ્વારી છે અને તે ચળવળખોરોની ધાંધલનું પરિણામ છે. અત્યારે આપણા રાષ્ટ્રીય જીવન પ્રવાહનાં જે મોજાં ઉછળી રહ્યાં છે તેની આ મજૂરોને સ્હેજસાજ પણ છોળ નથી લાગી એમ કહેવાય નહિ, પરંતુ આ હડતાળનું કારણ રાજદ્વારી ચળવળ હોય એમ બિલ્કુલ લાગતું નથી. ચ્હાના બગીચાઓના મજૂરો પર એવી તો કડક દેખરેખ રહે છે, તેમની આસપાસ એવો સખત પહેરો છે, કે તેમની સાથે તેમના શેઠિયાઓને ખબર પડવા દીધા શિવાય કોઈ જાણી શકેજ નહિ, વળી

એ ખાસ વિચારવાનું છે કે એજ મજૂરવર્ગના જે લોકો પોતાનીજ જમીનો ખેડે છે અને મોકળાશથી સ્વતંત્ર રીતે ફરે છે તેઓના પર કંઈ અસર નથી જણાતી; પણ જેઓ બગીચામાં રહે છે અને શેઠિયાઓના ગુલામો છે, તેઓનેજ હજારોની સંખ્યામાં નાસી છૂટવાનું મન થયું છે.

પણ આ હડતાળનાં સાચાં કારણો તો ભૂખમરો, અનાચાર અને અત્યાચાર છે. મજૂરોની આર્થિક દશા છેક લૂલી છે અને તેમનાં દુઃખોનો પાર નથી. આફ્રિકા અને ફીજીના મજૂરોની સ્થિતિ સુધારવામાં તન મન ધન કુરબાન કરનાર શ્રી સી. એફ. એન્ડ્રુસના શબ્દો આ બાબતમાં જેટલા ભરોસાપાત્ર ગણાશે તેટલા બીજા કોઈનાં કથનો નહિજ ગણાય. એમનાં વાક્યો છેક હૃદયનાં ઊંડાણમાંથી આવે છે એમ જણાયા વિના રહેતું નથી.

ગોઆલંદ, મે, ૨૧

શ્રી સી. એફ. એન્ડ્રુસની મુલાકાત લેતાં તેમણે કહ્યું, કે હું ધારતો હતો તેના કરતાં સ્થિતિ છેકજ ખરાબ છે. ચ્હાના ઉદ્યોગમાં કટોકટી આવી જવાથી પગારો ઘટાડી નંખાયા અને ઘણા મજૂરોને તો છેક કાઢી પણ મૂકયા. બધા સરકારી અમલદારોની મુલાકાત મેં લીધી છે અને એક નિષ્પક્ષપાત પંચ નીમવા મારી મજબુત ભલામણ છે. તુરત તેમ ન થાય તો મજૂરોની પોતાની જુબાની લેવાની તક ચાલી જશે. ગોઆલંદમાં કોલેરા દબાવા માંડયો છે, એટલું સારૂં છે.

ન્યુ એમ્પાયર પત્રના પ્રતિનિધિ સાથેની મુલાકાતમાં દીનબન્ધુએ નીચે પ્રમાણે વિચારો દર્શાવ્યા હતા.

કંઈ ખાસ ચોકસ અભિપ્રાય આપવાનો સમય હજુ આવી નથી લાગ્યો, પરન્તુ મારા પર પહેલવહેલીજ જે છાપ પડી છે તે તમને કહી શકું ખરો—પાછળથી તેમાં સ્હેજસાજ ફેરફાર પણ

કદાચ કરવો પડે. ગયા પાંચ દિવસ સુધી લાગલાગટ હું આસામના મજૂરોની સાથે રહ્યો છું–ભમ્યો છું–ભટકયો છું અને તેમની છેક ચિંથરેહાલ દયામણી સ્થિતિ જોઈ મારૂં હૃદય રડયું છે–કકળ્યું છે. આસામથી આટલે દૂર ઉતરી આવવાની લાંબી મુસાફરીને લીધેજ તેઓ આવા દુબળા પડી ગયા છે એમ નક્કી માની શકાતું. પણ તેમણે લાંબા વખત સુધી ભૂખમરો વેઠેલો છે એમાં શક નથી. મને દરેક જણે એમજ ચોકસ કહ્યું છે કે સરાસરી અમને છ* પૈસાનો રોજ મળે છે. કોઈએ વ-તોઓછો બતાવ્યો નથી. આ પ્રમાણે તેમને મળતું મહેનતાણું બહુજ નિર્માલ્ય અને ક્ષુલ્લક છે. ચહાનો ઉદ્યોગ હમણાં કેવો ઢંડોગાર ચાલે છે તે હું જાણું છું અને કેટલાક બગીચાવાળાઓને પગાર આપવાનું પણ મુશ્કેલ થઇ પડયું છે;+ પણ થોડાજ વખત પર તો તેઓ ધૂમ પૈસા પેદા કરતા હતા એમાં શક નથી. તે વેળા તેમણે મજૂરોને કોઇ જાતનો લાભ આપ્યો નથી. એટલે તેમને ખોટ જાય તેથી કંઈ મજૂરોને સોસવાનું હોય નહિ. એનો અર્થ તો એજ કે મજૂરને તો કોઈ જાતનો ફાયદોજ નહિ. એટલે મારા પર તો એવીજ છાપ પડી છે કે મજૂરો તરફ બહુજ ખરાબ વર્તણુંક ચલાવવામાં આવી છે. ખૂદ આસામની ખીણના મજૂરોની દશા સુરમા અને કાચરના મજૂરો જેટલી ખરાબ હશે કે કેમ તે વિષે શક છે. પણ મજૂરોની પોતાની વાતચીત પરથી રાજકીય ચળવળનો આ હડતાળમાં ખાસ કંઈજ હિસ્સો નથી એમ કહ્યા વગર છૂટકો નથી.

---

* સુરતમાં એક રૂપિયા કે સવા રૂપિયા શિવાય બિલકુલ મજૂર મળી નથી શકતા. તેની સાથે સરખામણી કરવા જેવું છે.

\+ એ પહેલાં થોડાજ વખતપર ચહાના બહિષ્કારની ચળવળ પૂર જોશમાં માત્ર ગુજરાતજ નહિ પણ દેશના બીજા ઘણા ભાગોમાં ફાટી નીકળી હતી. તેની અસર પહોંચીજ હશે એમાં શક નથી.

ન્યુ એમ્પાયર પત્રનો ખબરપત્રી શ્રી એન્ડ્રૂસના અનુમાનોને અને હડતાળ બાબત તેમણે દર્શાવેલા કારણોને મજબૂત ટેકો આપે છે. વધારામાં તે એમ જણાવે છે કે કેટલાક કુલીઓને બગીચાવાળાઓએ કાઢી પણ મૂકયા છે. કેટલાક એમ કહેનારા કુલી પણ મળ્યા છે કે તેમણે "ગાંધીજીકી હુકમ" ને લીધે હડતાળ પાડી છે. પણ તેમની સ્થિતિ ઘણી દુ:ખદ હતી એમાં કશો શક નથી.

આટલું બાહ્ય વર્ણન આપી મોડર્ન રિવ્યુમાં શ્રી રામાનંદ ચેટરજી લખે છે, કે: આસામના ચ્હાના બગીચાઓમાં જે જાતનું વર્તન મજૂરો તરફ ચલાવાય છે તેનાથી આમ વર્ગ એટલી બધી સારી રીતે વાકેફ છે કે કંઇજ બીજું લખવાની જરૂર નથી.*

હડતાળ પાડનારા મજુરોની સ્થિતિ જોઈ હૃદય ચીરાઈ ગયા વિના ન રહે. ન મળે પાસે અનાજનો દાણો, કે ન મળે દાણો ખરીદવા, કે રેલ્વે સ્ટીમરની ટિકીટ ખરીદવા એક રાતી બદામ. એમની નગ્નતાને ઢાંકવાને શરીર પર પૂરાં ચીથરાં પણ નહિ ! જરાયે શક નથી કે મજુરોને ઘણું ખરૂં પેટપૂર પગાર નથીજ મળતા. એ ગરીબ બાપડાને ભોગે બગીચાવાળાઓ ખૂબ માલ્યા છે. સરકારે તેમનું રક્ષણ કરવાની તસ્દી જરાયે લીધી નથી. રક્ષણ તો બાજુએ રહ્યું પણ ઉલટું તેમને રેલ કે સ્ટીમરમાંથી હાંકી

---

* રામાનંદ બાબુ જેવી સમર્થ અને શ્રદ્ધેય વ્યક્તિ જ્યારે આમ લખે ત્યારે ખાતરી થયા વિના નથી રહેતી, કે આસામની સ્થિતિ જેવી હતી તેવી ને તેવીજ છે. અને તે સ્થિતિ ઘણીજ ખરાબ અને મનુષ્યની સંસ્કૃતિ પર એક કલંક રૂપેજ છે. બંગાળાની પ્રજા આસામની પડોશી હોવાથી અને ત્યાંથીજ મોટે ભાગે મજૂરોની ભરતી થયા કરતી હોવાથી તે તો ચહાના બગીચાઓમાં કામ કરતા મજૂરોની સ્થિતિથી વાકેફ રહેજ એમાં નવાઈ નહિ; પણ ગુજરાતની પ્રજાની પણ હિન્દરાષ્ટ્રના એક અંગ તરીકે એ સ્થિતિથી માહિતગાર થવાની ફરજ છેજ.

કાઢવાનો પ્રયત્ન થયો છે; એટલુંજ નહિ પણ ચાંદપૂરને સ્ટેશને તેમના પર અનહદ જુલમ વરસાવવામાં આવ્યો છે. ૫૦ ગુરખાઓની એક ટુકડીને બકરાંના ટોળાંઓમાં પિંજરામાંથી સિંહ છોડાય તેમ આ નિરાધાર પ્રાણીઓ પર છોડી મૂકવામાં આવી હતી. આ ગુરખાઓએ તેમના પર હૂમલો કરીને અમલદારોની આંખ સામે તેમને કચડવામાં કાંઇ બાકી રાખ્યું નથી. સ્થાનિક નેતાઓએ મજુરોને સંયમમાં રાખવાનો ભારે પ્રયત્ન કર્યો છે. પરન્તુ મિ. કે. સી. દે. કમિશનરે તેમના તરફ છેકજ ઘાતકી, બીરૂ વર્તણૂંક ચલાવી છે.—સરકારના હુકમથી કે તેના આંખ આડે કાન કરવાથી, તે તો ઇશ્વર જાણે. એ વાત શ્રી એન્ડ્રૂસ પણ ખાતરીપૂર્વક જણાવે છે. તેમણે જાતે ગુરખા સોલ્જરોએ કરેલા જખમો જોયા છે. સ્થાનિક નેતાઓએ કપડાં, ખોરાકી અને દવા પૂરી પાડવાને યત્ન કર્યો છે અને કેટલાકને કોલસાની ખાણોમાં ભારે પગારે નોકરીએ પણ રખાવ્યા છે.

બગીચાવાળાઓ ખૂબ માતબર બન્યા છે. ઉદ્યમ ધમધોકાર ચાલતો હતો ત્યારે પણ મજુરોને પેટપૂર પગાર આપવાની કે તેમની માનસિક, નૈતિક સ્થિતિ સુધારવાની તેમણે જરાએ પરવા નથી કરી. શિક્ષણ આપવાનો વિચાર સરખો નથી કર્યો. તેવું તે વેળા કર્યું હોત, તો આજે જે દશા આવી પડી છે તે ન આવત. આજે મજુરોનો પ્રેમ તેઓ ખેંચી લઈ શકત. પરંતુ સાચેસાચી બીના તો એ છે કે બગીચાઓની તમામ વ્યવસ્થા અસત્ય અને અન્યાયના પાયા પરજ રચવામાં આવેલી છે. હોંશિયાર ખેડૂતો પોતાના ઘોડા કે બળદની યે જેટલી દરકાર રાખે છે તેટલી દરકાર આ બગીચાવાળાઓએ માણસોની નથી રાખી! અભણ ખેડૂતથી પણ તેઓ ગયા!

આજે સરકાર—બ્રિટીશ અમલદારશાહી જ્યાં ત્યાં પોતે આમ-

વર્ગના માબાપ હોવાનો દાવો કરતી આવી છે. પણ તેમણે એ દાવો કરવા પૂરતી ફરજ શી બજાવી છે? મજૂરોને પેટપૂર પગાર મળે, અને જે ઉદ્યોગને ધપાવવા તેઓ તનતોડ મદદ કરે છે તેના નફામાંનો સ્હેજસાજ પણ હિસ્સો તેમને પ્રાપ્ત થાય એ ખાતર સરકારે એ ફરજ નથી બજાવી.

અને આપણે, મુંગા આમવર્ગના સુકાની તરીકે ગણાતા પત્રકારોએ પણ શું કર્યું? કંઈજ નહિ. બગીચાવાળાઓ તો પરદેશી પંખીડાં છે. પણ આપણી ફરજ તો ખુલ્લી છે. અને તે આપણે બરાબર નથી જ બજાવી. આપણી હમ્મેશની ફરજો પ્રત્યે આ કરુણાજનક મામલો આપણી આંખ ઉઘાડે તો બહુ સારૂં.

## જુલાઈ—૧૯૨૧

આસામના મજૂરોના બગીચામાંથી નીકળી નાસવાનું પરિણામ કરુણાજનક આવ્યું. બગીચાવાળા અને આસામ સરકાર પ્રજાને સમજાવવા ઇચ્છે છે કે કોઈ જાતની આર્થિક અવદશા નહિ, પણ ધાંધળિયા ચળવળખોરો એ ઉદ્યોગનો નાશ કરવા ઇચ્છતા હતા તેમની મસ્તીને લાધેજ હડતાળ પડી છે. હાલની ચળવળની સ્હેજસાજ અસર થઈ હશે પણ હડતાળનું કારણ તો મજૂરોનાં અપાર દુઃખ દરદ શિવાય બીજું નથી. આ કારણ ખુદ આસામના બિશપ સાહેબ પણ મંજુર કરે છે. ચાંદપૂરના સ્થાનિક નેતાઓ અને શ્રી એન્ડ્રૂસનો પણ એજ મત છે. દીનબન્ધુનો અભિપ્રાય પૂરેપૂરો શ્રદ્ધેય ગણાવો જોઇએ. પણ ખરેખરી સાબિતી તો આપણને ખુદ આસામ સરકારજ આડકતરી રીતે પૂરી પાડે છે. સરકારે બાહર પાડેલી યાદિ જણાવે છે કે કામ કરનારા કુલીઓ જણાવે છે તેમ માત્ર થોડાકજ પૈસા તેમને પગાર તરીકે નથી મળતા, પણ ચાર પાંચ આનાનો રોજ તેમને અપાય છે. કબુલ, પણ આ કટ્ટી મોંઘવારીના જમાનામાં ચાર પાંચ આનામાં એક મજૂર માત્ર

પોતાનુંજ ( કુટુંબની વાત તો જતી કરીએ ) ભરણુ પોષણુ સગવડભરી અને તન્દુરસ્ત રીતે કરી શકે ખરો કે? અને બધાજ મજૂરો એકમતે છ પૈસાનો રોજ મળવાનું કહે છે ત્યારે તેઓ હડહડતું જૂઠાણું ચલાવે છે એમ માનવાનું અમને ઠીક નથી લાગતું, આસામ સરકારની યાદિમાં એક બીજો પણ ફકરો છે તે પરથી સરકાર પગાર પૂરતો નથી એમ કબુલ કરે છે:—

"કેટલોક વખત થયાં સરકાર અને ચહાના વ્યાપારીઓને લાગ્યું છે કે વધતી જતી મોંઘવારીના પ્રમાણમાં આખા પ્રાંતમાંજ પગારો વધારવાની જરૂર છે. અને તે માટેની ખાસ તપાસો પણ હવે પૂરી થઈ જવા આવી છે. અને એ બાબત માટે પંચ નથી નીમાઇ ગયું તેનું કારણુ એજ કે હમણાં વેપાર મન્દ ચાલે છે એટલે બગીચાઓના ખરચમાં વધારો કરવાનું અશકય છે. ( એટલે એમ, કે પગાર વધારવાની તો ફરજ છેજ પણુ તે વધાર્યા નથીજ, પછી ભલે ને ગમે તે કારણુસર! અધિઃ મૉ૦ રિ૦ ) પણુ હડતાળ પાડનારા મજૂરો ( તેમણે હડતાળ નથી પાડી, હવે તેઓ બગીચાઓને તજીજ દેવાના છે, પોતાના ભલાં ખાતર. અધિઃ મૉ૦ રિ૦ ) ભૂખે મરી જાય એવાજ પગારો અપાતા હતા એ વાતનો સરકાર ઇન્કાર કરે છે. ( તેમના દૂબળા હાડપિંજર સમા શરીર એ વાતનો જીવતો જાગતો પૂરાવો છે. અધિઃ મૉ૦ રિ૦ ) અને જ્યારે આ બધો ઉકળાટ (!) શમી જાય અને સારી તક મળે ત્યારે પગારના આખા સવાલનો ફરી વિચાર કરવાને સરકાર તૈયાર છે, અને ચારગોલા ખીણુમાં તો વધારે પગારો ( કેટલા વધારે? અધિ મૉ. રિ.) કેટલાક મેનેજરોએ (બધા તો નહિ, ત્યારે કેટલાક એટલે કેટલા? અધિઃ મૉ૦ રિ૦ ) પોતે થઇનેજ આપ્યા હતા."

સરકાર અને બગીચાવાળા કહે છે તેમ મજૂરો ખરેખર સાધારણુ સુખસગવડમાંજ હોય, તો અસહકારીઓની ખટપટથી

તેઓ બહાર આવ્યા અને ચાંદપૂર, જોઇઘાટી અને અસન્સોલગ
મરકી મરડો વિગેરેમાં સપડાઈ ગયા ત્યારે તેઓ પાછા કેમ ન ફર્યા
અમલદારોએ આપેલી ખોરાકી કેમ ન સ્વીકારી? આગેવાનો પ
ગુસ્સે કેમ ન થયા, તેમના પર તેમનો વિશ્વાસ કેમ ચાલૂ રહ્યો?

# બે એકરારો

૧૯૨૯ની અધવચમાં સુરત તથા પંચમહાલ તરફથી અસંખ્ય માણુસો ચ્હાની મજુરી કરવા આસામ તરફ ગયાની ખબર છાપામાં આવેલી. તે દરમ્યાન પંચમહાલથી તેવી રીતે ગયેલા બે માણુસોએ ત્યાંથી પાછા ફર્યા બાદ પોતાના જાતિ-અનુભવના નિવેદન ગોધરાના વીરગર્જના પેપરમાં પ્રગટ કર્યા હતા. આ બંને ભાઈઓ પંચમહાલના ભીલો છે અને તેમના એકરાર જાણીતા ભીલસેવક શ્રી સુખદેવ વિશ્વનાથ ત્રિવેદી મારફતે પ્રગટ થયા છે. તે અહિં એટલા ખાતર ઉતાર્યા છે કે આ ચોપડી વાંચનાર એકેએક ભાઇ સાચી વસ્તુથી માહીત થઇ તેનો પ્રચાર કરે, ગામડાવાસીઓ જેમને તેમના અજ્ઞાનનો લાભ લઈ આસામ ધકેલી મૂકવામાં આવે છે તેમને આ લેખ તથા ચોપડીમાંનો ભાગ વાંચી અગર કહી સંભળાવે અને તેમના પર સચોટ છાપ પાડે. લેખોનું સ્વરૂપ ભાષા લખનારનું જેવું હતું તેવુંજ કાયમ રાખ્યું છે.

એક વેળા સાંજના વખતમાં હું મારા ઘરમાં બેઠો બેઠો રોટલો ખાવાનો વીચાર કરતો હતો એટલામાં ઘરની નજીક ઝુંપડી હતી તેમાં એક માણુસ આવ્યો અને તેજ ઝુંપડીમાં મારા બાપા પણ હતા એટલે એ વાત કરતા હતા. એમની વાતોનો અવાજ મારે કાને પડ્યો અને મને લાગ્યું કે કોઇ મહેમાન આવ્યો હશે એમ ધારી જમવાનો વીચાર મૂકી દઇને હું ઝુંપડીમાં ગયો તો ત્યાં કોઈ અજાણ્યો આવીને મારા બાપની જોડે વાત કરતો હતો.

મેં તેને પૂછ્યું કે તમે ક્યાંથી આવો છો ક્યાં જાઓ છો ત્યારે તેણે કહ્યું કે હું કાલીઆરાઇના કટીંગમાં લાકડાં જોવા ગયો હતો, (સર્પણના) પણ લાકડાંનો ભાવ વધારે હોવાથી કંઈ બન્યું નહિ એમ મને કહ્યું મારા મનમાં તો સાચુંજ સમજ્યો કે ખરેખર લાકડાં વેચાતાં લેવા એ આવ્યો હશે. કાલીઆરાઇ ગામમાં સગાનું કટીંગ થયેલું છે તે ઉપરથી એ ખરી વાત કહેતો હશે એમ મને લાગ્યું. ત્યાર પછી ફરી મેં તેને પૂછ્યું કે તમારૂં નામ શું, જાત શું, ક્યાં રહો છો, ત્યારે તેણે કહ્યું કે મારૂં નામ ગવલો, જાત દાંગી અને ગામ ટાઠી તાલુકે ઝાલોદનો. પછી થોડીવાર બેસીને તેણે વાત શરૂ કરી અને કહેવા લાગ્યો કે હું લાકડાં લેવા આવ્યો નથી પણ એક બીજા કામ ઉપર આવ્યો છું તે હું તમને કહું મેં કહ્યું કે કહો ત્યારે તે કહેવા લાગ્યો કે હું મજુરી કરે એવા માણસો મળી આવશે એમ ધારી હું આ ગામોમાં આવ્યો છું, મજુરી સારી છે. રોજનો ૧) ૧। રૂપીઓ મળે છે તે ઉપરાંત ૬ આના રોજ ખોરાકી અપાય છે. નાનાં છોકરાંને મફત ખાવાનું છે. નાનાં છોકરાં એટલે કામ નહિ કરે તોયે ૩ આના રોજ અપાય છે. હું હમણાં ત્યાંથી આવ્યો છું. એક મહીનાની અંદરમાં સાઠ (૬૦) રૂપીઆ લઇને હું આવ્યો છું. જુઓ એ વાત ખોટી હોય તો ખરવાણી ગામમાં અમારો મીસ્ત્રી આવેલો છે તેને પૂછી ખાત્રી કરવી. ત્યારે મેં તેને પૂછ્યું કે ભાઇ હું તો ત્યાં જાઉં ખરો પણ મજુરી કરૂં એવો નથી કારણ કે હું લખી વાંચી જાણું. એટલે નોકરી કરવા જેવો છું. મજુરી કરવા જેવો હું નથી. ત્યારે તેણે કહ્યું કે તમે તો ભણેલા છો એટલે ત્યાં મજુરો ઘણા છે તેમના ઉપર દેખરેખ રાખવા મુકરદમ તરીકે રાખશે. ત્યાંના મુકરદમોને રૂ. ૧॥ આપવામાં આવે છે. મેં કહ્યું કે શું કામ તથા કયા દેશમાં. તેણે કહ્યું આસામમાં ચહાપતી તોડવાનું કામ છે. અનાજ ઘણું સસ્તું

છે બીજો પરચુરણ સામાન પણ ઘણો સસ્તો મળે છે. આવી આવી વાતો તેણે મને કહી પછી જમવાનો વખત થયો એટલે અમે જમવા બેઠા. જમી રહી થોડી વાર બેસી અમે સુઇ ગયા. સવારે વ્હેલા ઉઠી દાતણપાણી કરી પછી ગવલે મને કહ્યું તે ખરવાણીમાં અમારો મીસ્ત્રી રૂઘનાથ ગુજ્જર છે તેમને પૂછો. હું અને ગવલો ખરવાણી મીસ્ત્રી પાસે ગયા. ત્યાં મીસ્ત્રી તમાકુ (ભાંગ) પીતો બેઠો હતો. અમે તેને રામરામ કરી બેઠા પછી ગવલે મીસ્ત્રીને કહ્યું કે આ મારી સાથે આવેલો માણસ આસામમાં આવવા કહે છે પણ એ મજુરી કરે એવો નથી નોકરી કરે એવો છે કારણ કે એ ભણેલો છે ત્યારે મીસ્ત્રીએ મને કહ્યું કે તમે ભણેલા છો તો મુકરદમ થાઓ. ત્યાંના મુકરદમોને રોજ (રેઈટ)નો દોઢ રૂપીઓ આપે છે. અને મજુરોને ૧ રૂપીઓ આપે છે. મેં કહ્યું ભાઇ પાછા આવવાની રજા મળે કે નહિ ત્યારે તેણે તમે દશબાર દીવસમાં પાછા આવી શકશો. જો દશબાર દીવસમાં નહિ આવો તો મને પાંચ લાતો મારજો. આવી આવી વાતો ખરવાણીમાં મને કહી. થોડીવાર બેઠા ફરી મીસ્ત્રીએ મને કહ્યું કે તારી ભાળમાં કોઈ મજુરી કરે એવા માણસો છે? મેં વિચાર કર્યો કે આ મીસ્ત્રી આવી આવી વાતો કરે છે ત્યારે સાચીજ હશે એમ ધારી મારા કાકાના ઘરમાં 'અનાજ નહિ હોવાથી ધાન્યની તકલીફ હતી એટલે મેં મીસ્ત્રીને જણાવ્યું કે મારો કાકો છે તેના ઘરમાં અનાજની તંગાશ છે એટલે તેમને હું વાત કરીશ. કદાચ તે તૈયાર થાય તો હું કદાચ તૈયાર થાઉં. ત્યારે મીસ્ત્રીએ મને કહ્યું કે જાઓ તમે તમારા કાકાને બોલાવી લાવો ત્યારે હું ખરવાણીથી મારા કાકાને બોલાવા કરંબા ગામે ગયો. મેં મારા કાકાને કહ્યું કે ખરવાણીમાં એક મીસ્ત્રી આવેલો છે તે તમને બોલાવે છે. મારા કાકાએ મને કહ્યું કે શું કામ હશે ત્યારે મેં પણ મને મીસ્ત્રીએ કહેલી વાત મારા કાકાને જણાવવાનું શરૂ કર્યું કે

કાકા એ મીસ્ત્રી મને કહેતો હતો કે હું મજુરોને જોઉં છું. મજુરી સારી મળે છે. રોજ ૧) ૧ા રૂપીઓ રોકડ મળે છે. તે ઉપરાંત નાના છોકરાંને ૩ આના આપવામાં આવે છે. કામ થોડું છે જાસ્તી નહિ. આવી આવી મીસ્ત્રીએ મને કરેલી વાતો મેં મારા કાકાને જણાવી. ત્યારે મારા કાકાએ કહ્યું ચાલો ત્યારે મીસ્ત્રીને મળીએ. હું અને મારો કાકો મીસ્ત્રી પાસે ગયા ત્યારે તેણે મારા કાકાને કહ્યું કેમ છે મજુરી કરવી છે? મારા કાકાએ કહ્યું કે મજુરી સારી હોય તો કરીએ વળી એમાં શું છે? ત્યારે તેણે તેની વાત શરૂ કરી કે જો તારે મજુરી કરવી હોય તો ઘરબાર ઢોર ઢાંકર છોડવું પડશે. કારણ કે અહીંથી ૨ વરસની સરત કરવી પડે છે પણ એક વરસ રાખે છે એક વરસ પુરૂં કરવું પડે છે. પછી પાછા મોકલી દે છે. બૈરાંછોકરાં સાથે લેવા પડશે. છોકરાંને ઘેર બેઠે ત્રણ આના ખોરાકી આપે છે. સુખ આપે છે અને મજુરી કરનારને ૧) ૧ા રોજ મળે અનાજ સસ્તું મળે છે. માટે તમારા ઘરમાં ખાવાની તકલીફ છે એટલે તમે તો જરૂર તૈયાર થાઓ મારા કાકાએ તકલીફના માર્યા હા પાડી કે હું જઈશ, આસામ દેશ કેટલો દુર છે તેનો ખ્યાલ હતો નહિ અને તૈયાર થયા. મીસ્ત્રીએ કહ્યું કે જાઓ ત્યારે તમારા ઘરના સરસામાનની વ્યવસ્થા કરી જલદીથી તૈયાર થાઓ એમ કહ્યું. મારો કાકો કરંબા ગયો અને હું તથા ગવલો ફરી સુડીઆ ગયા ત્યાં એક રાત રહીને હું અને ગવલો પાછા કરંબા મારા કાકાને ત્યાં ગયા અને મારા કાકાને કહ્યું કે તમે કાલે તમારા સરસામાનની વ્યવસ્થા કરી પરમ દીવસે તૈયાર થાઓ. એમ કહી ગવલો બોડાડુંગર ગયા અને અને હું ત્યાં સુઇ રહ્યો, સવારે વહેલા ઉઠી હું તથા મારો કાકો બોડાડુંગર મીસ્ત્રી પાસે ગયા અને અમે તેમને કહ્યું કે જમીન મહેસુલ રહી જાય તો અમને ઘણું નુકશાન થાય માટે જમાના રૂપીઆ આપશો? જમાના ૧૧ રૂ. છે. મીસ્ત્રીએ હા પાડી કે હું તમને

બપોરે આપીશ. એમ કહી તેની પાસે રૂપીઆ ન હતા તે લેવા લીમડી ગયો અને અમે ઘેર આવ્યા. મે મારા કાકાને કહ્યું કે એ રૂપીઆ લઈ બપોરે આવશે. હું તો અત્યારે સુડીઆ જાઉં છું. એમ કહી હું મારે ગામ ચાલ્યો ગયો. બીજે દીવસ મારા કાકાએ પોતાના ઘરનો સામાન મારી ફોઇ વાલીને ત્યાં મુકીને ઢોરઢાંકર લઇને મારે ગામ સુડીયા આવ્યા. થોડીવાર પછી ગવલો અને મીસ્ત્રી એ પણ સુડીયા આવ્યા. સવારે વહેલા ઉઠીને મીસ્ત્રીએ ગાડું જોડાવ્યું. ગાડું મારા ઘરનું હતું. તેણે કહ્યું કે હું ભાડું આપીશ. એમ કહી ગાડું જોડાવી અમને બેસાડી લીમડી લાવ્યો. ત્યાં તળાવની પાસે અમને ગાડાંમાંથી ઉતારી તે લીમડીમાં ભાડુતરી મોટર લેવા ગયો. અમે ૯ માણુસ હતાં. થોડી વાર પછી ભાડુતરી મોટર લાવ્યો અને અમને તેમાં બેસાડ્યા અને પેલો ગવલો તો લીમડીથી ટાંડી પોતાને ઘેર જવા માટે લીમડીથી મોટરમાંથી ઉતરી ગયો. પેલો મીસ્ત્રી અમારી સાથે દાહોદ આવ્યો. દાહોદ સ્ટેશન પાસે અમને મોટરમાંથી ઉતાર્યા અને થોડુંક ચાલ્યા પછી કે તું પરણેલો તો છેજ અને તારે બાપ પણ છે. પણ થોડીવાર જુઠ્ઠું બોલવું પડશે. જુઠ્ઠું એ કે મારો બાપ નથી હું કુંવારો છું મારે ખેતર નથી વગેરે થોડીવાર જુઠ્ઠું બોલજો. નહિ તો તમારા કાકા એકલા જ જશે. અને તમને સાહેબ નપાસ કરશે. એટલે તમને પાછું ઘેર જવું પડશે. તમે નહિ બોલો તો હું બોલીશ. ફક્ત તમારે હા હા કરવું. આ પ્રમાણે વળી સમજાવી ડીપોમાં ગયા ત્યાં થોડી વાર પછી બંગાળી સાહેબ આવ્યો. તેણે મને પૂછ્યું કે તું પરણેલો છે કે કુંવારો ત્યારે હું બોલ્યો નહિ અને એકદમ પેલો મીસ્ત્રી બોલી ઉઠયો કે ના સાહેબ એ પરણ્યો નથી. કુંવારો છે. ફરી તે સાહેબે મને પૂછ્યું કે તારો બાપ છે? ખેતીવાડી છે? એટલામાં મારા બોલ્યા વગર પેલો મીસ્ત્રી બોલી ઉઠયો કે એને બાપ નથી ખેતીવાડી નથી

મજૂરી કરી ગુજરાન ચલાવે છે. મારા બાપના નામને બદલે મારો કાકો એક મરી ગયેલો તેનું નામ લખાવ્યું છે. મારા બાપનું નામ લાલાજી છે પણ લખાવ્યું નારસંગ. એ ગોઠવણ પણ તે મીસ્રીએ કરી હતી. પછી થોડી વાર રહીને સાહેબે કામ કરે એવા દરેકને ૬ આના આપ્યા. નાનાં છોકરાં દરેકને ૩ આના આપ્યા હતા. પછી અમે ખાવાનું બનાવ્યું અને જમી કરીને સુઈ રહ્યાં, સવારે ઉઠીને દાતણપાણી કરીને જે અમને આપેલ પૈસામાંથી થોડા બચેલા તેના ચોખા લાવ્યા. રાંધ્યા જમીને બેઠા હતા એટલામાં બાર વાગે બે દાક્તર આવ્યા તેમણે અમને બોલાવ્યા અને દરેકનું શરીર તપાસ્યું તથા દરેકની ઉંમર કેટલી છે તેનો ખ્યાલ કરી દરેકની તે તે દાક્તરે ઉંમર લખી. પછી તે જતો રહ્યો અને અમે અમારે મુકામે પાછા બેસી ગયા. સાંજના લગભગ ૪ ૪।। વાગે અમને ફરી સાહેબે બોલાવ્યા, અમારી સહી લીધી ૫ રૂપીઆ દરેકને એટલે ૧૬ વર્ષની ઉંમર સુધીના માણસને આપ્યા હતા, તે રૂપીઆ ઇનામના કહેવાય છે એ ૫ ૫ ઈનાગના રૂપીઆ પછી તરતજ બબ્બે કામળા એક થાળી એક લોટો એક સોતી વગેરે આપ્યું અને તરતજ અમને રેલ્વે ગાડીમાં રવાના કર્યા. અમારી સાથે એક ચપરાશી એક ડીપોવાલો સાહેબ પણ ઇગતપુરી સુધી આવ્યો હતો. સાંજના ૫ વાગે દાહોદથી રેલ્વેમાં બેસાડ્યા બીજે દિવસે મુંબઈ દાદર સ્ટેશને ઉતાર્યાં, ૯ વાગે દાદરથી બેસાડયા. લગભગ ત્રણેક વાગે ઇગતપુરી ઉતાર્યા અને સ્ટેશનેથી ૦।।। માઇલ દુર ડીપો છે તેમાં લઈ ગયા અને ચોખા દાળ, મરચું, મીઠું, વાસણ, લાકડાં વીગેરે આપ્યું. અમે ખાવાનું બનાવ્યું. જમી રહી આરામ લીધો અને ત્યાંજ રાત રાખ્યા. બીજે દિવસે સાંજે ૪ વાગે ડાક્ટર આવ્યો. તેણે અમને બોલાવ્યા બીજાં માણસો પણ ત્યાં હતા અને અમે એમ કરી ૨૫ ૩૦ માણસો ભેગાં થયાં હતાં. બધાંને બોલાવીને ડાકટરે દરેકનું નામ

પોકારી બોલાવીને શરીર તપાસી હાથને બાવડે સોય ઘોંચી છાપ પાડતો હતો. છેલ્લુ અમારૂં નામ બોલાયું, પહેલો મારો કાકો ગયો ત્યારે તેણે મારા કાકાને કહ્યું કે તમે કોન જાત હે ત્યારે. તેને જવાબ આપ્યો કે હમ ભીલ હે ત્યારે તેણે કહ્યું કે જાઓ. ભીલ હે તબ જાઓ. અમને સોંય ઘોંચી હતી. આ ડાકટરની તપાસ થઈ રહ્યા પછી તરતજ બધાંને ઓફીસમાં બોલાવ્યાં. ત્યાં દરેકને ૧૨ આના એટલે બે ટંકની ખોરાકીના પૈસા આપ્યા અને કહ્યુંકે આજે રાતના ૨ વાગે ગાડીમાં બેસવાનું છે માટે હમણાં તમને દાળ ચોખા આપશે તે રાંધી ખાઈ સુઈ રહો. અમે રાંધી ખાઇ સુઈ રહ્યા. રાતના બે વાગે અમને ત્યાં ચપરાશીએ બધાંને ઉઠાડયા અને સ્ટેશને લઈ ગયા. દાહોદથી એક ચપરાશી હતો પણ ત્યાંથી બે થયા અને રાતના ૨ વાગે રેલ્વેમાં બેસાડયા. ઇગતપુરીથી નાગપુર ગાડી બદલી અને ત્યાંથી રાયપુર ઉતર્યા. ડીપોમાં ત્યાં દાળ ચોખા, મરચું, મીઠું અને ગોળ તથા લાકડાં વીગેરે આપ્યું, અને જમવાનું બનાવી જમ્યા ફરી ઘઉંનો લોટ આપ્યો અને કહ્યું કે આ લોટના રોટલા જલદીથી બનાવી લો આજે ગાડીમાં બેસવાનું છે. અમે ઝટઝટ રોટલા બનાવી તૈયાર થયા. લગભગ ચારેક વાગે રાયપુરથી ગાડીમાં બેસાડયા એક-દમ ચક્રધરપુર ગાડી બદલી કુર્લા ડીપોમાં ઉતાર્યા. ત્યાં જમવાને માટે દાળભાત શાક તૈયાર કરેલું હતું તેથી જતા વારમાં અમને જમવા બેસાડી દીધા અને સુઇ રહ્યા. સાંજે ૬ વાગે કુર્લાથી ગાડીમાં બેસા-ડયા, ત્યાંથી આગળ એક ડીપોમાં ઉતર્યા ત્યાં જમવાનું તૈયાર રાખ્યું હતું અરધો દીવસ અને અરધી રાત ત્યાં રાખી ગાડીમાં બેસાડયા. અને હવે મજુરોની સંખ્યા દરેક ડીપોમાંથી થોડાં થોડાં ભેળાં થઈ ૨૩૦ માણુસની થઇ હતી. અને ચપરાશી ૬—૭ થયા હતા. ઘડી ઘડી ડીપો દીઠ માણસની હાજરી લેતા હતા. ત્યાંથી ગાડીમાં બેસા-ડયા ત્યાંથી આગળ બીજી એક ડેપો આવી તે ડેપોમાં ગાડી ઉભી

રાખ્યાને જલદી જલદાથીજ માડીને તરત પાછા બેસાડી દીધાં હતા અને ત્યાંથી આગળ ગોહાટી ડીપોમાં ઉતાર્યા. ગોમતી નદીમાં જહાજથી પાર કરીને ગોહાટી એ ડીપો મને બધી ડીપોથી મોટી લાગી. કારણ કે ત્યાં મોટા મોટા સાહેબ લોકો હતા. ત્યાં એક રાત રાખી અર્ધા દીવસ પછી ૨ વાગે જહાજમાં બેસાડયા. ત્યાં કુશળગઢના ૭ માણસો બીલ જાતના મળ્યા એટલે અમે એક જાતના ૧૫ માણસોની ટોળી થઈ. ૦॥ દીવસ ૧ રાત બીજે ૧ દીવસ મળી ૧॥ દીવસ ૧ રાત પછી સાંજે ગમીરી ઘાટ ઉતાર્યા. ત્યાં રાત રહીને સવારે વહેલા ઉઠી અમે ગોલ્પુર ચહાના બગીચા જવા નીકળ્યા. ગમીરીઘાટથી ગોહપુર બાર માઇલ દુર છે. એટલે અમે લગભગ ૪ વાગે ત્યાં પહોંચ્યા અમારી સાથે એક ચપરાશી પણ આવેલો. એ ચપરાશી ગોહાટીથી અમારી સાથે આવ્યો હતો પછી બગીચાના સાહેબે અમને દવાખાનામાં કાઢયા. ત્યાં ડાકટરે તપાસ કરી બેસાડયાં અને થોડીવાર પછી અમને સીધું આપ્યું અમે ત્યાંજ રાંધી ખાધું ને ત્યાં હસ્પીતાલમાં સુઈ રહ્યા પછી બીજે દિવસે સાંજના ૫ વાગે અમને દવાખાનેથી ઓફીસમાં બોલાવ્યા ત્યાં અમને દરેકને રૂા. ૨ અઠવાડીક ખોરાકીના આપ્યા અને કહ્યું કે કાલથી તમારે કામે લાગવું. તે વખતમાં બધાં માણસોને સરદી થઇ ગઇ હતી એટલે તબીયત સારી ન હતી. દીલ પણ ઠેકાણે નતું. એટલે એ ત્યાંના મુકરદમને કહ્યું કે અત્યારે અમને બધાને ખાંસી થઇ છે. ઉધરસ ઘણી આવે છે એટલે હમણાં નહિ આવીએ કામ ઉપર કાલે ચઢીશું. પણ મુકરદમે ફરી જમાદારને બોલાવ્યો. જમાદાર અમને કામ ઉપર લઇ ગયો. પ્રથમ ઇંટોનાં રોડાં તોડવાનું કામ સોંપ્યું અમારો રોજ પુછયો ત્યારે દીવસના ૭ આના રોજ બતાવ્યો. ત્યારે અમારી નસો ઢીલી થઈ કે છેતરપીંડી થઇ ગઈ. હવે શું કરવું. મને ઘણી ચીંતા થવા લાગી કે હવે નોકરીને બદલે મજુરી સખત પૈસા ઓછા. મારે વળી દીવસનો

દોઢ રૂપીઓ કીધેલું તે તો ગેપ થયું અને દીવસના ૬ આના મળવા લાગ્યાં. હવે શી રીતે આ બંદીખાનામાંથી છુટવું ? ગયો તે દીવસથીજ આ ચીન્તામાં ડુબી રહેલો હતો. કારણ કે આવું મંટોડા કામ કોઇ વખત મેં કરેલું નહિ તેથી મને ઘણી ગભરામણ થતી હતી પણ હવે શું કરવું. ન કર્યે છુટકોજ નહિ એટલે અમે ગયા તે વખતે કડીયા કામ ચાલતું હતું એટલે કડીયા પાસે કામ કર્યું હતું. દીવસના ૬ આના મળતા હતા. ચાનું કામ તે વખતે બંધ હતું કારણ કે ચા વેણુવી આવી ન હતી. તે વખતે ચાની કલમ થતી હતી. ૨–૨॥ મહીના મેં ત્યાં કામ કર્યું અને સાહેબ પાસે મેં ઘેર જવા માટે રજા માંગી ત્યારે તેમણે કહ્યું કે એક વરસ પુરૂં કર્યાં સીવાય રજા નહિ મળે. મેં ઘણા કાલાવાલા કર્યાં પણ રજા આપી નહિ એક દીવસ મારૂં મગજ ખસી ગયું. વગર રજાએ જાઉં થયું એક દીવસ મારા કાકા તથા બીજા કુશલગઢના લોકો હતા તેમને મેં કહ્યું હવે મને રજા મળવાની નથી, હવે તો નાશી જવાનો મારો વીચાર ચાલે છે કારણ કે હું થોડા વખતમાં પાછો આવીશ એમ કહી હું ઘેરથી આવ્યો અને અહીં આવ્યો ત્યારે હવે રજા આપતા નથી માટે ગમે તેમ કરીને મારે તો જવુંજ પડશે નહિ ગયે છુટકોજ નથી. ત્યારે તેમણે કહ્યું જાઓ અત્રે દશ પંદર માણસો છીએ તે ગમે તેમ કરીને એક વરસ પૂરૂં કરીશું અને તેઓ પણ જાણતાં હતાં કે એને ગયા વગર છૂટકોજ નથી એટલે એક દિવસ તેમને કહીને ચાલવા માંડયુ. મારી પાસે પંદર રૂપીઆ હતા એટલે ૪॥ રુપીઆ આગબોટ ભાડાના ભરી હું આગબોટમાં બેઠો. આગબોટમાંથી ઉતરતાં કંપનીના નોકરોએ મને પકડયો. તેમને માંગેલી લાંચ આપી હું બચ્યો અને ત્યાંથી પરવતીપુરની ટીકીટ કરાવી હું ગાડીમાં બેઠો. પરવતીપુરમાં પણ ઉતરતાં મને ટીકીટ તપાસનાર માસ્તરે મને પકડયો. તેને પણ તેણે માંગેલી લાંચ આપી હું છુટયો. ત્યાંથી ઠેઠ

કલકત્તાની ટીકીટ કરાવી ગાડીમાં બેઠો. પછી હું કલકત્તા આવ્યો ત્યાં મારી પાસે ફક્ત રૂા. ૩ રહ્યા હવે શું કરવું મને કોઇ જાતની સમજણ પડે નહિ. થોડીવાર એક જગાએ બેસી મેં વિચાર કર્યો કે હવે બીજો કશો ઉપાય છેજ નહિ કાલે તાર ઓફીસ શોધી કાઢી તાર કરૂં તો બનશે એમ વિચાર કરી હું એક ઘરના ઓટલા ઉપર સુતો, સુતાં સુતાં વિચાર કર્યો કે સુખદેવ કાકાને તાર કરીશ તો કામ જલદીથી થશે માટે એમના ઉપર તાર કરૂં. એમ વિચાર કરી હું સુઇ ગયો. સવારે વહેલો ઉઠીને હું તાર ઓફીસ શોધવા ગયો. પૂછતાં પૂછતાં દશ વાગે તે તાર ઓફીસ જડી. હવે તાર માસ્તરને મેં પૂછ્યું કે માસ્તર સાહેબ હમ તાર કરનેકુ આયા હૈ તાર માસ્તર બોલ્યા કે તુમ કહાં તાર દેતે હે મેં કહ્યું હમ ગુજરાતમેં તાર ભેજનેકો હે. તાર માસ્તર બોલ્યા તુમારા ઠેકાના કહાં હે ? મેં કહ્યું હમારા ઠેકાના અભી કુછ નહિ હે. હમ ઠેકાના આપે વહાં કરનેકા હે. હમ આપને દો રૂપીઆ દેંગે. ત્યારે તેણે પોતાને ઘેર ઠેકાણું બતાવી તાર કર્યો. તે તારની મેં ફક્ત એકજ દીવસ રાહ જોઇ. પછી તે જગા મેં બદલી નાંખી અને બીજે ઠેકાણે ગયો, બજારમાં એક માણસ મને મળી આવ્યો તેણે મને કહ્યું તમે હેરીશન રોડ ૧૬૦ નંબર એ રસ્તે એક હિંદુ સભા છે તે લોકો બહુ ભલા છે તમે ત્યાં જાઓ. તે તમારી ગોઠવણ કરશે તે માણસે મને ચીઠી લખી આપી. ચિઠ્ઠીમાં લખ્યું હિંદુસભા ૧૬૦ હેરીશન રોડ કુલકત્તા આ પ્રમાણે લખી આપ્યું હતું તે જોતો જોતો હું ગયો. પૂછતાં હિંદુ સભા મને મળી ગઇ. પછી ત્યાં રહીને મેં તે લોકો પાસે ઠક્કર બાપા ઉપર તાર કરાવ્યો. મારી પાસે પૈસા હતા નહિ એટલે એ લોકોએ મફત તાર કર્યો. તાર કર્યો તેને બીજે દિવસે બપોરે ત્યાં બાપાએ કરેલો તાર લઇને એક કારકુન હિંદુ સભામાં આવ્યો અને પછી નામ પોકાર્યું કસન સુડીઆવાલા કોણ છે ?

હું ત્યાંજ બેઠો હતો, મેં કહ્યું હું છે, ત્યારે તેને કહ્યું કે એ વખત બાપાનો તાર આવ્યો હતો પણ તમે મળતા નથી પહેલાંના તારની અમે તમારી શોધ તમારા બતાવેલા ઠેકાણે અમે કરી હતી. પણ મળ્યા નહિ. પછી ચાલો ચાલો કહી એકદમ મને એમને ઘેર લઈ ગયા પછી મને પૂછયું કે તમારે કેટલા રૂપીઆ જોઇએ છે. મેં કહ્યું મારે રૂા. ૩૫ જોઇએ ત્યારે તેમણે કહ્યું કે તમારે તો ટીકીટનુંજ કામ છે. મેં કહ્યું હાજી. ત્યારે રૂા. ૫) ખાવાને માટે આપ્યા અને દાહોદ સુધીની ટીકીટ કરાવી આપી. જમાડીને મને રેલ્વેમાં રવાના કર્યો પછી સુખેથી હું દેશમાં પહોંચ્યો અને નવે અવતાર આવ્યો એમ મને લાગ્યું એજ ટુંકી હકીકત.

લી૦ કસન લાલજી ડીંડોડ ગામ સુડીયા.

( ૨ )

ગયે વરસે મારી માતા, ભાઈ ભાભી અને સાથે બીજા માણુસો મળી લગભગ ૧૬ જણાને આસામ ચાના બગીચાઓમાં કામ કરવા લઈ જવામાં આવ્યા હતાં. કયારે ગયા તેની બરાબરરૂખબર નથી પણ ગયે વરસે જુંનની મધ્યમાં તેઓને લઇ ગયા. જતી વખતે તેમને એટલે મારો ભાઇ ગુજરાતી છઠ્ઠી ચોપડી ભણેલો હોવાથી તેને રૂા. ર॥નો દૈનીક વેજ આપવાનું અને દરેક સ્ત્રીને રૂા. ૧) આપવાનું કહેવામાં આવ્યું હતું. તેઓને ઈગતપુરીને રસ્તે થઈ બેડલને ચાંદપુર સ્ટીમર દ્વારા કરીમગંજ પાસે આવેલા ઝુભરી ઘાટ બગાનના બગીચાઓમાં કામ કરવા લઇ જવામાં આવ્યાં હતાં.

ત્યાં ગયા બાદ બધાને જે કહેવામાં આવ્યું હતું તે ખોટું પડયું. પુરૂષને માત્ર ૭ આના આપવામાં આવતા અને તેમને ૯ થી ૨ સુધી ખોદવાનું વગેરે કામ આપવામાં આવતું. સ્ત્રીઓ ૯ થી ૫ સુધી પતીઓ વીણુતી. દરમીયાન મારા ભાઇના દુઃખી

પત્રો મારા પર અમદાવાદ આવતા- પ્રતિકુળ હવા અને વાતાવરણુને લઇને બધાંની તબીયત લેવાઇ જવાના હૃદય ઉશ્કેરનારા પત્રો દરેક અઠવાડીયે મારા પર આવતા. હું તે વાંચી બહુ દુઃખી થતો. એક વેળા મારા ભાઇએ લખ્યું કે જેમ તેમ કરીને અમોને પાછાં બોલાવી લો. જેથી મેં અંગ્રેજીમાં ત્યાંના મેનેજર મી. લેમ (Lamb) ને લખ્યું કે અહીં ૧૯ મજુરો મેં રોકી રાખ્યાં છે તેમને લેવા માટે મારા ભાઇને મોકલો. (પત્ર બનાવટી હતો) અઠવાડીયા બાદ મારો ભાઈ દાહોદ આવ્યો. દાહોદના એજંટે અમદાવાદ મારા ભાઇને મોકલ્યો. ત્યાંથી મેં કહેવડાવ્યું કે વધારે દિવસો થવાથી મજુરો જતાં રહ્યાં. એજંટે જ્યારે સાંભળ્યું કે મજુરો તો મારવાડી લોકો હતા ત્યારે તેણે તેમને લેવાની ચોકખી ના પાડી. તે પછી મારા ભાઈની તબીયત ઘણીજ લથડી તે હજી સુધી પણ સુધરી શકી નથી.

અમદાવાદથી મેં માર્ચમાં ત્યાંના મેનેજરને લખ્યું કે હવે વર્ષની લખેલી મુદત પુરી થતી હોવાથી અહીંના માણસોને પાછાં મોકલો મને રજીસ્ટર્ડ કરેલા પત્રથી જવાબ આપવામાં આવ્યો કે મેની તા. ૧૯ મીએ તેમના ૩૬૫ દીવસ પુરા થતા હોવાથી તે દીવસે તેમને દાહોદ ઉતારવામાં આવશે. અમોએ તા. ૧૯ મી સુધી રાહ જોઈ. કોઈ જણાયું નહિ એટલે વહેમાઈ, રેલ્વે પાસ એવેલેબલ હતો તેનો લાભ લઈ હું આસામ પહોંચ્યો મુસાફરીની હાડમારી સીવાય રસ્તે મને કાંઈ વધુ અનુભવ થયો નથી. હું ત્યાં તા. ૨૭ મે ૧૯૨૯ ના રોજ સાંજરે પહોંચ્યો. ત્યાં લગણુ અગાઉથી કામ કરવા જનારાઓને પાછા મોકલવા સંબંધમાં કાંઈ કહેવામાં આવ્યું ન હતું પણ ઘરે પાછાં મોકલવા માટે બધાં ટોળે મળી મેનેજર પાસે ગયા ત્યારે મુદત પુરી થયે ઘેર મોકલી આપવામાં આવસે એવો જવાબ તેઓને વાળવામાં આવ્યો હતો.

હું સાંજરે ત્યાં ગયો બધાં મારી આજુબાજુ ટોળે મળ્યાં, કોઈ

કહે સોનાનો સુરજ અમારો ઉગ્યો, કોઇ કહે રામ હવે સ્વર્ગમાંથી અમારા માટે ઉતરી પડયા. આ બધી અધીરાઈ ફક્ત ઘરે આવવા માટેનીજ હતી કારણ કે તેઓને પરભુમીમાં, અજાણ્યા માણસોમાં વસવાનું તેમજ અનીત્રષ્ટીમાં વસવાનું જરા પણ ગમતું નહતું.

તે પછી અનેક વાતોનો કાલ ઉઘડયો. એ કાલમાં મને ખબર પડી કે મેનેજરે ત્રણેક દીવસ અગાઉ દારૂ પીધેલ અવસ્થામાં એક હડકાયા કુતરાનો શીકાર કરવા જતાં એક વીવાહીત સ્ત્રીનો શીકાર કરી નાંખ્યો પોલીસ સેનાનું તે ત્રણ દીવસ સુધી ધામ બની રહ્યું ઘટીટ જોગવાઇઓ થઈ અને કમનશીબ સ્ત્રી કબરમાં દફનાવાઈ. ઉક્ત સ્ત્રીના કુટુંબી જનોને રૂા. ૫૦૦ની રકમ આપવા માટે સાહેબે ઘણો પ્રયત્ન કર્યો અને વિધુરને નવી સ્ત્રી પોતાના ખર્ચે કરી આપવાનું બહુ સમજાવ્યું પણ તેઓ તે સ્વીકારવા એકના બે ન થયા. મરનાર સ્ત્રીનો ભાઇ મને મળ્યો હતો તેણે કહ્યું આજ વરસો થયાં વફાદારીથી કામ કરીએ છીએ. આ બગીચાઓનેજ અમારૂં જીવવા મરવાનું સ્થાન બનાવ્યું છે. તેના પ્રેમપુર્ણ બદલા તરીકે સાહેબે અમારી લાડકવાયી અને એકલ પુત્રીનો શીકાર કર્યો! અમારૂં ગરીબનું કોણ સાંભળે? છતાં અમો અમારૂં બનતું કર્યા વગર છોડીશું નહિ. અમે ઇજિતપુરીવાળા મોટા સાહેબ પાસે જઇશું અને સર્વ બીના નીવેદન કરીશું. વગેરે.

ત્યાંના ચોકીદારે મારા આવ્યાની ખબર મેનેજરને આપી. મને સવારમાં મેનેજરે મળવા બોલાવ્યો........

સાહેબે મને આવકાર આપી ખુરશી આપી. મારા રીલેશન્સ વીગેરેની જાણ કરી લીધા બાદ તેણે મને કહ્યું કે મારે આટલું ખર્ચ અને મુશકેલીઓ વેઠી અહીં આવવાની જરૂર રહેતી ન હતી. મેં કહ્યું કે ૧૯ મી તારીખ જતી રહી અને આજ તો ૨૮ મી થઇ છતાં માણસોને કેમ પાછાં મોકલ્યાં નથી ત્યારે કહ્યું કે તેમને રવાના

કરવાના વીચારમાંજ હું હતો પણ અણધારી મુશકેલીના સબબે વખત ન મળવાથી ઢીલે થઇ (અણધારી મુશકેલી તે બાઇનું ખુન) તે પછી ચપરાશીને મોકલી તૈયાર થવાનો હુકમ બધાંને મોકલ્યો. મને મારા અભ્યાસનું પુછતાં તેણે ત્યાં મને રૂા. ૪૦ ના પગારથી સુપરવાઇઝર અને પછીથી જો દારૂ વધારે ન પીએ તો બાણુ [રૂા. ૧૨૫] ના પગારથી બનાવવાની ઇચ્છા દર્શાવી. મેં કહ્યું કે હું તો એક પરફેક્ટ વેજીટેરીયન છું પરંતુ મારે કોલેજ જોઇન કરવાનો વીચાર છે. એટલે આવી વાતમાં પડવા હું માગતો નથી. મારા આ વીચાર માટે તેણે મુબારકબાદી આપી.

તેણે મને ત્યાં બેચાર દીવસ રહી ત્યાંના જીવનનો અભ્યાસ કરવા અને બને તો મજુરો મોકલવા ભલામણ કરી. મેં કહ્યું કે I Had a bird-eye view of this tea gardens.

આ પછી તેણે મને મારા અંગતના ઉપયોગ સારૂ એક બંગાળી રતલ ચા આપી અને ચાર ચપરાશી કરીમગંજ લગણ સાથે સામાન કબ્જે કરવા સારૂ મોકલ્યાં. મારા સગાંઓને ને બીજાઓને બાંગરોદ રતલામ સુધીનો રેલવે પાસ ને માથા દીઠ રૂા. ૮ ખર્ચના આપવામાં આવ્યાં એ બધાંને લઈ હું દાહોદ આવ્યો.

મારાં સગાવહાલાં અને બીજાં ત્યાં ગયેલાંઓને પુછતાં એટલી ખબર મને મળી છે કે તેઓને કોઇપણ જાતનો માર તો મારવામાં નથી આવ્યો તેમજ અતીશય સખ્ત કામ પણ કરાવવામાં આવ્યું નથી પણ તેઓને એ ભીનાશવાળા પ્રદેશમાં વસવું પસંદ નહતું અને વચન આપેલી રોજી પણ આપવામાં આવતી નહતી. તેમજ દરરોજનો ચોખાનો ખોરાક પણ તેમને રૂચીકર નહતો કારણ કે મકાઇ ત્યાં મળી શકતી નથી.

દાહોદના એજંટે મને મળવા બોલાવ્યો હતો અને જો મારાં સગાંવહાલાંની પાછા જવાની ઇચ્છા હોય તો મોકલી આપવા કહ્યું

હતું તેની ચોકખી ના પાડેલી છે. મને એજંટ તરીકે કામ કરવા તેણે કહ્યું. મેં કમીશન પુછયું, ત્યારે કહ્યું માથા દીઠ રૂા. ૨૦ નું કમીશન આપવામાં આવશે. મેં એને કહ્યું મારે કોલેજ જોઈન કરવાની હોવાથી મારાથી તે બની શકે તેમ નથી.

ત્યાં આવેલાં બધાં એ આસામ દેશને હજી યાદ કરે છે અને ત્યાંથી છુટયા તેને માટે પ્રભુનો મોટો પાડ માને છે.

તેરસીંહ નાથાભાઇ મંડોડ

સમાપ્ત

## પ્રત્યેક કુમારે વાંચવા લાયક

# બ્રહ્માંડનો ભેદ

સાહસનાં શૂરાતનથી ભરપૂર આ નવલકથા એકેએક શાળાના પુસ્તકાલયમાં રાખવા લાયક છે. જુનાગઢના ડાકતર પ્રતાપરાય અને તેના સાથી બહાદુરસિંહ એક અજબ જેવો ગ્રંથ મેળવવા ચીન ગયા હતા અને ત્યાં જીવસટોસટનાં પરાક્રમો કરીને અત્યંત સંકટોમાંથી પસાર થઈને સફળતા મેળવી પાછા ફર્યા હતા. તેની કહાણી પ્રત્યેક જુવાનની નસે-નસમાં શૂરાતન અને જોમ ઉછાળે તેવી છે. સૌરાષ્ટ્ર પત્રે આ પુસ્તક વાંચવાની ખાસ દરેક જુવાનને ભલામણ કરી છે. કેમકે એ એક નવીન શૈલીની વાર્તા છે. ગુજરાતી ભાષામાં આટલાં સરળ નિર્દોષ અને પ્રેરક તત્વોવાળી નવલકથાઓ જૂજ હશે. ચીન દેશમાંના બૌદ્ધ મઠોની પાછળ કેવી રહસ્યમય ગુંથણી રહેલી છે, તેનું એમાં સાચેસાચું દિગ્દર્શન થાય છે. નાનાં મોટાં સૌ કોઇને એ વાંચતાં રસ પડશે.

પાકું પુઠું, સોનેરી નામ, ચાર ચિત્રો અને મોટાં કદના ૩૦૦ પાનાંના પ્રમાણમાં કિમ્મત રૂપિયા સાડા ત્રણ રાખવામાં આવી છે. પોસ્ટેજ આઠ આના લાગે છે. ભાગ બીજો કિમ્મત રૂપિયા બે.

એ તેમજ અમારાં બીજાં તમામ પુસ્તકો તેમજ બાળસાહિત્યનાં પુષ્પો મુંબાઈના બધાં બુકસેલરો ઉપરાંત વડોદરા, રાજકોટ, ભરુચ, અમદાવાદ વગેરે સ્થળોના બુકસેલરો પણ વેચે છે. તથા વ્હીલરના રેલ્વે સ્ટેશન પરના સ્ટૉલ પરથી પણ મળશે.

ગાંડીવ

